ગ્રંથમુક્તાવલિ મણકો ૧ લો.

પરમહંસ

# મહૂષ્ણ સુધાસિંધુ

## ખંડ ૧.

અનુવાદ કરીને પ્રસિદ્ધ કરનાર
નર્મદાશંકર બાળાશંકર.

પ્રકાશક ગ્રંથમુક્તાવલિ.
શાહપોર—સુરત.

શ્રી 'સુરત જૈન' પ્રિન્ટીંગ પ્રેસમાં મહુભાઇ ભાઇદાસે છાપ્યું.
ખપાટીઆ ચકલા-સુરત.

૧૯૬૯.

મૂલ્ય ૦-૩-૦.

૮૦૦ પૃષ્ઠના સાહિત્યનું
અગાઉથી મૂલ્ય રૂા. ૧-૦-૦.

શ્રી

# પરમહંસ રામકૃષ્ણ સુધાસિન્ધુ.

## સંક્ષિપ્ત જીવનકથા.

મહારાજ રામકૃષ્ણ હુગલી જિલ્લામાં આવેલા કામારપુકુર ગામમાં એક સુપાત્ર બ્રાહ્મણને ઘેર ફાગણ શુદ બીજને દિવસે જન્મ્યા હતા. (ખ્રિસ્તાબ્દ ૧૮૩૫, ૨૦ મી ફેબ્રુઆરી). કામારપુકુર જહાનાબાદથી ચાર ગાઉ પશ્ચિમે અને વર્ધમાન નગરથી બાર તેર ગાઉ દક્ષિણે આવેલું છે.

મહારાજ રામકૃષ્ણે માનવ શરીર બાવન વર્ષ પર્યંત ધારણ કર્યું હતું.

તેમના પિતા ખુદીરામ ચટ્ટોપાધ્યાય અતિ નિષ્ઠાવાન અને પરમ ભક્ત બ્રાહ્મણ હતા. તેમનાં માતુશ્રી ચંદ્રમણિ દેવી સરળતા અને દયાની પ્રતિમૂર્તિ હતાં. પ્રથમ તેઓ દેરે નામે ગામમાં રહેતાં હતાં. તે ગામ કામારપુકુરથી દોઢ ગાઉ દૂર છે. તે ગામના જમીનદારના એક મુકર્દમામાં ખુદીરામે સાક્ષી પૂરી નહિ. આ કારણથી કરીને તે પોતાના કુટુંબને લઇને કામારપુકુર આવી રહ્યા.

મહારાજ રામકૃષ્ણનું બાળપણનું નામ ગદાધર હતું. નિશાળમાં તેઓ સાધારણ લખતાં વાંચતાં શીખ્યા. પછી ઘેર રહી શ્રી [illegible]ની મૂર્તિની સેવા કરવા લાગ્યા. રોજ જાતે ફૂલ તોડી લાવી પૂજન કરતા.

તે સારી રીતે ગાઈ શકતા—કંઠ સુમધુર હતો. યાત્રા (ધાર્મિક નાટકો) જોઇ આવ્યા પછી ગાવાનો શોખ ઘણો વધ્યો હતો. તે બાળ વયમાં પણ ઘણા આનંદી અને હસમુખા સ્વભાવના હતા. શેરીમાંનાં સ્ત્રી પુરુષ—યુવાન વૃદ્ધ સઘળાં તેમને ચહાતાં હતાં.

તેમના ઘરની પાસે એક ધર્મશાળા હતી. ત્યાં હમેશાં સાધુસંતની આવજા થતી. ગદાધર ત્યાં જઇ સાધુ લોકનો સમાગમ અને તેમની સેવા કરતા. જ્યારે કોઇ સાધુ કથા કરે ત્યારે તે એક ચિત્તે સાંભળતા. એ પ્રમાણે તેમણે રામાયણ, મહાભારત, શ્રીમદ્ભાગવત હૃદયમાં ઉતારી લીધાં હતાં. એક દિવસ કામારપુકુરની પાડોશમાં આવેલા અનુડ ગામ તરફ તે ચાલીને જતા હતા. તે સમયે તેમનું વય માત્ર અગીઆર વર્ષનું હતું. તે જાતે કહેતા કે તે સમયે એકાએક અદ્ભુત પ્રકાશ તેમના જોવામાં આવ્યો તેથી તેમનું બાહ્યજ્ઞાન લુપ્ત થયું. લોક તેને ફીકરૂં અથવા મૂર્છા કહેતા. પણ આ સમયથી તેમની ભાવસમાધિનો આરંભ થયો ગણાય છે.

ખુદિરામના સ્વર્ગવાસ પછી મહારાજ તેમના મોટા ભાઈ સાથે કલકત્તે ગયા. ત્યારે તેમનું વય તેર ચૌદ વર્ષનું હતું. કલકત્તામાં તે કેટલાંક દેવમંદિરોમાં પૂજારીનું કામ કરવા રહ્યા.

રાણી રાસમણિ નામની એક શ્રીમંત અને ધર્મિષ્ઠ સ્ત્રીએ કલકત્તાથી અઢી ગાઉ દૂર આવેલા દક્ષિણેશ્વરમાં કાલિકા મંદિરની સ્થાપના કરી. મહારાજ રામકૃષ્ણના મોટાભાઇ પંડિત રામકુમાર એ મંદિરમાં પહેલ વહેલા પૂજારી નિમાયા. મહારાજ પણ કોઇ કોઇવાર ત્યાં કલકત્તેથી આવતા અને કેટલાક વખત પછી તેઓ પણ પૂજાનું કામ કરવા લાગ્યા.

કેટલોક કાળ પૂજા કર્યા પછી મહારાજ રામકૃષ્ણના મનની સ્થિતિ બદલાતી ગઇ. હમેશાં તે ભગવાનની પ્રતિમા પાસે દિવાનાની પેઠે બેસી રહેવા લાગ્યા. તેમનાં કુટુંબીઓએ તેજ સમયે તેમનું લગ્ન કર્યું—એવા વિચારથી કે લગ્ન વડે તેમનું ચગડોળે ચડેલું મન ઠેકાણે આવે. કામારપુકુરથી બે ગાઉ દૂર અયરામ વાડીના રહીશ રામચંદ્ર મુખોપાધ્યાયની પુત્રી શારદામણિ દેવીની સાથે તેમનો વિવાહ થયો મહારાજની લગ્ન વખતે એકવીસ બાવીશ વર્ષની વય હતી અને તેમનાં પત્ની છ વર્ષનાં હતાં.

લગ્ન કર્યા પછી મહારાજ રામકૃષ્ણ દક્ષિણેશ્વર પાછા આવ્યા. ત્યાર બાદ થોડા દિવસ પછી તેમના મનની સ્થિતિમાં એકદમ મોટો ફેરફાર થઇ ગયો. માતાજીની પૂજા કરતાં કરતાં તેમની દૃષ્ટિએ અદ્ભુત ઇશ્વરીય રૂપ જણાવા લાગ્યું. આરતિ ઉતારતા તો લાંબા વખત સુધી ઉતાર્યાજ કરે. પૂજા કરવા બેસે તો તેનો પારજ ન આવે. કોઇવાર વળી પોતે પોતાના માથાપર ફૂલ ચડાવતા.

હવે પૂજા કરવાને તે અશક્ત નીવડયા—ઉન્માદનાં સર્વ ચિહ્ન તેમના આચરણમાં હતાં. રાણી રાસમણિના જમાઇ મથુર તેમને મહાપુરૂષ જાણીને સેવા કરતા. બીજા બ્રાહ્મણ પાસે માતાજીનું પૂજન કરાવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો.

હવે તેમણે પૂજાએ છોડી અને સંસાર પણ છોડયો. વિવાહ માત્ર નામનોજ થયો હતો. તેમના પત્ની તેમની આવી સ્થિતિ સાંભળી ધૈર્ય ધરી તેમને જોવા ગયાં. સ્વામી વિવેકાનંદજી કહે છે કે રામકૃષ્ણ તેમના પત્નીને માતા કહીને તેમના ચરણ આગળ નમી પડયા. સ્ત્રી માત્રને તે માતા–જગદંબા તરીકે જેતા. અધમમાં અધમ વેશ્યા સ્ત્રીઓને પણ રામકૃષ્ણ પૂર્ણ ભક્તિ પુર્વક નમન કરતા.

આખો દિવસ ને રાત મા મા કરતા. મા વગરના બાળકની પેઠે કરુણ સ્વરે તે માતાજીને બોલાવતા. આખો દિવસ કલ્પાંતમાં જતો. સાંજ પડતી એટલે રામકૃષ્ણ નિરાશ થઇને જમીન સાથે, લોહી નીકળે ત્યાં સુધી પોતાનું માથું ઘસતા અને કહેતા, "મા ! તું આજે પણ ન આવી ? મારી જીંદગીનો એક દિવસ ફોકટ ગયો !" તે સમયની અવસ્થા વિષે તે પોતે કહે છે કે એક ઓરડામાં પુષ્કળ દોલત પડી હોય અને તેની નજીકનાજ ઓરડામાં બેઠેલા ચોરની જેવી અવસ્થા હોય તેવી મારી હતી. કોઇવાર જડવત્ લાકડાની પુતળાંની પેઠે બેસી રહેતા. કોઇ વાર ગાંડાની પેઠે ફરતા. કોઇવાર બાળકની પેઠે આચરણ કરતા. કનક કામિનીમાં આસકત થએલા સંસારીને જોઇને સંતાઇ જતા. ઇશ્વરીય દર્શન તથા હરિ કથા સિવાય બીજી વસ્તુ તરફ તેમને ઘણોજ કંટાળો આવતો. આખો દિવસ મા, મા, ને માજ.

કાલી મંદિરમાં સદાવ્રત હતું. (અત્યારે પણ છે) ત્યાં સાધુ સંન્યાસી હમેશ આવતા અને રહેતા. તોતાપુરી નામે એક મહાજ્ઞાની પુરૂષે રામકૃષ્ણજીને અગીઆર માસમાં વેદાન્ત સમજાવ્યું. વેદાન્ત કથા કરતાં તોતાપુરીના જોવામાં આવ્યું કે રામકૃષ્ણને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થઇ હતી.

એક બ્રાહ્મણ યોગિની મૈયા પણ તે અરસામાં ત્યાં આવી ચડ્યાં. તેમણે મહારાજ રામકૃષ્ણને તંત્રોકત અનેક સાધન કરાવ્યાં અને શ્રીગૌરાંગ મહાપ્રભુની લીલાના ચરિતામૃત વગેરે ગ્રંથો સંભળાવ્યા. વૈષ્ણવ સંપ્રદાયના પંડિત વૈષ્ણવચરણ પણ તેમની મુલાકાત લેતા. તે એકવાર રામકૃષ્ણને ચૈતન્ય સભામાં લઇ ગયા.

એ સભામાં મહારાજ ભાવાવિષ્ટ થઈ ચૈતન્ય દેવના આસન ઉપર જઈને બેસી ગયા.

વૈષ્ણવચરણે મથુરને કહ્યું હતું કે એ ઉન્માદ સાધારણ ઘેલછા નથી—એ તો **પ્રેમોન્માદ** છે. એ **પ્રભુને** માટે પાગલ બન્યા છે. યોગિની અને વૈષ્ણવચરણ બેઉ જોતાં કે તે વખતે રામકૃષ્ણની મહાભાવની અવસ્થા હતી ચૈતન્ય મહાપ્રભુની પેઠે તેમની કોઈ વાર અંતર્દશા, ( જડવત્ સમાધિસ્થ ); કોઈ વાર અર્ધ બાહ્યાવસ્થા; કોઈવાર પૂર્ણાંશે બાહ્યદશા.

મહારાજ રામકૃષ્ણ ' મા, મા, ' કહીને આક્રંદ કરતા આખો દિવસ **મા** સાથે વાત કરતા. માની પાસેથી ઉપદેશ પણ ગ્રહણ કરતા. તે કહેતા, " મા ! તારી માત્ર વાત મેં સાંભળી છે. હું શાસ્ત્ર ભણ્યો નથી. પંડિતોનો સમાગમ હું કદિ કરતો નથી. તું પોતે મને સમજાવે તો તે હું સમજું અને માનું." તે બોલતા અને માનતા કે તેજ પરબ્રહ્મ, અખંડ સચ્ચિદાનંદ અને તેજ માતા.

જગન્માતા તેમને કહેતાં, " તું અને હું એક છીએ. તું મનુષ્યોના કલ્યાણ અર્થે અહિં રહે અને સર્વદા મારી ભક્તિ કર. તારી પાસે અનેક ભક્તો આવશે. તારી નજરે કેવળ સંસારી લોક આવશે એટલુંજ નહિ પણ અનેક શુદ્ધ, કામનાશૂન્ય ભક્તો આવશે." આરતિનો સમય થતાં દેવી મંદિરમાં ઝાંઝ. કાંસાં અને ઘંટાના નાદ થતા ત્યારે રામકૃષ્ણ અગાસીપર જઈ મોટેથી બોલતા, " હે ભક્તો, તમે ક્યાં છો ? જલદી આવો. "

શ્રીયુત કેશવચંદ્ર સેન જ્યારે બેલઘરના બાગમાં ભક્તો સાથે સાથે ઇશ્વરનું ધ્યાન ચિંત્વન કરતા હતા ત્યારે રામકૃષ્ણ

પોતાના ભાણેજ હૃદયને સાથે લઇ ઇ. સ. ૧૮૭૫ માં કેશવને મળવા તેમને ઘેર ગયા હતા. નેપાળના કેપ્ટન વિશ્વનાથ ઉપાધ્યાય એજ અરસામાં તેમને મળવા આવ્યા હતા તેજ સમયમાં મહેન્દ્ર કવિરાજ, કૃષ્ણનગરના કિશોરી અને મહિમાચરણ પણ રામકૃષ્ણને આવી મળયા.

રામકૃષ્ણજીના અંતરંગ ભકતો ઈ. સ. ૧૮૭૯-૯૦ની વચમાં આવી મળયા. જ્યારે તેઓ આવ્યા ત્યારે મહારાજની ઉન્માદ અવસ્થા લગભગ જતી રહેવા આવી હતી. તે સમયે શાંત, સદાનંદ, નાના બાળકના જેવી સ્થિતિ હતી. પણ હમેશ સમાધિસ્થ—કોઇવાર જડ સમાધિ—કોઇવાર ભાવસમાધિ. સમાધિ તૂટયા પછી પણ ભાવ પ્રદેશમાંજ રમણ કરતા. જાણે પાંચ વર્ષનું બાળક! હમેશાં મા, મા ને મા જ.

રામ અને મનમોહન ઇ૦ સ૦ ૧૮૭૯ ની આખરમાં આવ્યા. કેદાર અને સુરેન્દ્ર ત્યાર પછી આવ્યા. ચુની, લાટુ, નૃત્યગોપાલ તારક તેમના પછી આવ્યા. ૧૮૮૧ ની આખર અને ૧૮૮૨ ના આરંભના વચગાળામાં નરેન્દ્ર ( પાછળથી વિવેકાનંદ ), રાખાલ, ભવનાથ, માસ્તર ઇત્યાદિ આવ્યા. ૧૮૮૩-૮૪ માં કિશોરી, અધર, નિતાઇ, શરત્, શશી, સુબોધ આવ્યા, અને ત્યારપછીના એક વર્ષમાં તેમની આસપાસ અનેક ન્યાત જાતના, વિવિધ સમાજ અને સંપ્રદાયના પણ સર્વ વિશુદ્ધ ઉન્નતગામી આત્માઓ એકઠા થયા.

ભારતના અગ્રણી નર રત્નો ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, શશધર પંડિત, ડૉકટર રાજેંદ્ર, ડૉ૦ સરકાર, બંકિમચંદ્ર, અમેરિકા નિવાસી કુક સાહેબ, ભક્ત વિલિયમ્સ, મિસિર સાહેબ, સુવિખ્યાત કવિ

આર્ચડેકલ મધુસૂદન, કૃષ્ણદાસ પાલ, પંડિત દીનબંધુ, આર્યસમાજ-ના સ્થાપનાર સ્વામી દયાનંદજી, પંડિત શ્યામાપદ, રામનારાયણ ડૉક્ટર ઇ૦ તેમનાં દર્શન કરવા વારંવાર આવતા રામકૃષ્ણજી વૃન્દા-વન દર્શનાર્થે ગયા હતા ત્યાં રસ્તામાં કાશીમાં ત્રૈલંગ સ્વામી સાથે તેમનો મેળાપ થયો અને વૃન્દાવનમાં ગંગામાતા સાથે પરિચય થયો. એ ગંગામાતા તેમને શ્રીમતી રાધાજીનો અવતાર કહેતાં અને તેમ-નાથી છૂટાં પડતી વેળા અત્યંત શોકાતુર થયાં.

બ્રાહ્મસમાજના ઘણા અનુયાયીઓ મહારાજને મળવા આવતા. કેશવ, વિજય, કાલી બાબુ, પ્રતાપચંદ્ર મજૂમદાર, ત્રૈલોક્ય, મણિ-લાલ, હીરાનંદ ( સિંધનિવાસી ), નદલાલ વગેરે અનેક બ્રાહ્મ ભક્તો હમેશ આવતા. મહારાજ તેમને મળવા પણ જતા. મથુર જીવતાં મહારાજ તેમની સાથે મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરને ઘેર અને ઉપાસના સમયે આદિ બ્રાહ્મસમાજમાં ગયા હતા. પછી કેશવચંદ્રના બ્રાહ્મ-મંદિરમાં અને સાધારણ બ્રાહ્મસમાજમાં ઉપાસના સમયે ગયા હતા. કેશવને ઘેર તો ઘણીવાર જતા અને બ્રાહ્મ ભક્તો સાથે ઘણો આનંદ કરતા. કેશવ પણ કોઇ વાર ભક્તમંડળ સહિત અથવા એકલા તેમને મળવા આવતા. આવાં સમેલન વખતે રામકૃષ્ણજી કલાકના કલાક સુધી હરિગુણગાન કરતા અને શ્રોતાગણ તેમનાં અમૃત વચનો એક ચિત્તે શ્રવણ કરતા. તે દેવાંશી પુરુષની માફક અથવા ઇશ્વર પ્રેરિત મહાત્માની માફક વ્યાખ્યાન કરતા. કોઇ કોઇવાર બોલતાં બોલતાં તેમને સમાધિ આવી જતી. તેમનું શરીર જડ બની જતું. શ્વાસોચ્છ્વાસ બંધ થતો. નેત્ર સ્થિર થઇ જતા. તમામ બાહ્યજ્ઞાન લુપ્ત થતું અને પરમ ચેતનાવસ્થા પ્રાપ્ત થતી.

કાલના નિવાસી ભગવાનદાસ બાબાજી તેમને મળવા આવ્યા હતા. તેમની સમાધિ અવસ્થા જોઈ બાબાજી કહેતા કે આપ મહાપુરુષ છો; ચૈતન્ય દેવના આસન ઉપર બેસવા આપ યોગ્યજ છો.

**પરમેશ્વરને પામી શકાય છે, તેમનાં દર્શન થઇ શકે છે,** એ વાત સ્વાનુભવથી જગત્‌ને શીખવ્યા ઉપરાંત સર્વ ધર્મની એકતા અને સત્ય સમજાવવા રામકૃષ્ણ વૈષ્ણવ, શાકત, શૈવ ઇત્યાદિ સર્વ સંપ્રદાય પ્રમાણે સાધન ભજન કરતા અને તે ઉપરાંત બીજી બાજુએ "અલ્લાહ" નામનો જપ કરતા અને ભગવાન્‌ ઇસુખ્રિસ્તની લીલાનું ચિંતવન કરતા. એમ કહેવાય છે કે એક વેળા સમાધિ વખતે તેમને ઇસુખ્રિસ્તનું દર્શન પણ થયું હતું. જે ઓરડામાં મહારાજ બેસતા ત્યાં બીજાં દેવ દેવીઓનાં ચિત્રની સાથે બુદ્ધ ભગવાનનું એક ચિત્ર હતું. સમુદ્રનું તોફાન શાંત કરી જળમાં ડુબતા પિટરને બચાવતા ઇસુ ખ્રિસ્તનું પણ એક ચિત્ર હતું. તે ચિત્ર હજી પણ ત્યાં છે. હજી પણ અંગ્રેજ અને અમેરિકન ભકતો ત્યાં પદ્માસનસ્થ થઇ ઇશ્વરનું અને રામકૃષ્ણનું ધ્યાન કરે છે.

એક દિવસ રામકૃષ્ણ અત્યંત વ્યાકુળ થઇને માતાજીને કહેવા લાગ્યા, "મા ! તારાં ખ્રિસ્તી બાળકો તને કેવી રીતે ભજે છે તે જોવા મને લઇજા." થોડા દિવસ પછી કલકત્તે જઇ એક ખ્રિસ્તી દેવળના બારણા આગળ ઉભા ઉભા તેમણે ઉપાસના થતી સાંભળી. મહારાજ ઘેર આવી ભકતોને કહે, "હું મંદિરના કારભારીની બીકને લીધે દેવળમાં જઇને બેઠો નહિ, કારણકે વખતે તે મને કાલી મંદિરમાં પેસવા ન દે."

અનેક સ્ત્રીઓ પણ તેમની શિષ્યાઓ હતી. ગોપાલની માને મહારાજ "મા" કહેતા. કોઇવાર "ગોપાલની મા" કહીને પણ બોલાવતા સકળ સ્ત્રી જાતિને તે સાક્ષાત દેવી તરીકે જોતા અને તેમનું ભાવથી પૂજન કરતા. તે કહેતા કે જ્યાં સુધી સ્ત્રી તરફ સાક્ષાત માતા ભાવ ઉદય ન થાય ત્યાં સુધી ઇશ્વરની શુદ્ધ ભક્તિ થઇ કહેવાય નહિ. ત્યાં સુધી સ્ત્રી સાથે બહુ સાવધતાથી પુરૂષોએ રહેવું જોઇએ. એટલે સુધી કે પરમ ભક્તિમતી સ્ત્રીઓની સાથેના સંબંધ-માં પણ આ નિયમનું તે પાલન કરાવતા. તે માતાજીને કહેતા, "મા ! જે ક્ષણે મારા હૃદયમાં કામવાસના જાગૃત થશે તે ક્ષણે મારે ગળે છરી મૂકીશ."

તેમના ભક્તો અનેક છે—કેટલાક જગ વિખ્યાત છે, કેટલાક અપ્રસિદ્ધ છે. સર્વનાં નામ આપવાની જરૂર નથી અને બની શકે તેમ નથી. પ્રસ્તુત ગ્રંથમાં અનેકના નામ જોવામાં આવશે. તેમણે માનવલીલા સમેટી લીધા પછી આજ સુધીમાં ઘણા વધી ગયા છે અને હજી તેમનું દળ વધતું જાય છે. મદ્રાસ, સિંહલદ્વીપ, વાયવ્ય પ્રાંત, રાજપુતાના, કુમાઉન, નેપાલ. મુંબઇ. પંજાબ, જાપાન. વળી અમેરિકા અને ઇંગ્લંડ, સર્વ સ્થાનમાં ભક્ત પરિવાર છે અને દિન પ્રતિદિન વધતો જાય છે.



 

# પરમહંસ રામકૃષ્ણ સુધાસિન્ધુ.

## પ્રથમ ખંડ—પ્રથમ અંજલિ.

### પરિચ્છેદ ૧.

#### પ્રથમ દર્શન.

निरंजनं नित्यमनंतरुपम् , भक्तानुकंपाधृतविग्रहं वै ।
ईशावतारं परमेशमीड्यम् , तं रामकृष्णं शिरसा नमामः ॥

**ભાગીરથી** તીરે દક્ષિણેશ્વરમાં કાલી મંદિર છે. ઋતુ વસંત હતી. ઇ૦ સ૦ ૧૮૮૨ નો માર્ચ મહિનો હતો. મહારાજના જન્મોત્સવને કેટલાક દિવસ વીતી ગયા હતા. સંધ્યા થવા આવી હતી. આ સમયે મહારાજ રામકૃષ્ણ પાસે મ* આવી પહોંચ્યો. આ તેમનું પ્રથમ દર્શન. મ જુએ છે કે એક ઓરડામાં લોક નિસ્તબ્ધ થઇને મહારાજની કથાનું શ્રવણ કરે છે. તે પૂર્વાભિમુખે એક આસન પર બેસીને હરિકથા કરે છે અને ભક્તો જમીન પર બેઠા બેઠા સાંભળે છે.

---

*શ્રીયુત્ મહેન્દ્રનાથ ગુપ્તા. તે રામકૃષ્ણ પરમહંસના અનન્ય ભક્ત હોઈ તેમણે જે કાંઈ નજરે જોયું તે લખી રાખ્યું. તેમની નિત્યનોંધને આધારે આ ગ્રંથ રચાયો છે. સાંભળેલી વાતો આમાં દાખલ કરી નથી.

મ ઊભો ઊભો વિસ્મિત બનીને જુએ છે. તેને મનમાં વિચાર આવે છે કે શું સાક્ષાત્ શુકદેવ ભગવત્કથા કહે છે, અને સર્વ તીર્થોનો અત્રે સમાગમ થયો છે! અથવા શું ચૈતન્ય પ્રભુ પુરીધામમાં રામનંદ, સ્વરૂપ વગેરે ભક્તોની સાથે બેસી હરિગુણ કીર્તન કરી રહ્યા છે! મહારાજ બોલે છે, "જે વખતે એકજ વાર રામ નામ બોલતાં રોમાંચ થાય અને નેત્રમાંથી આનંદનાં અશ્રુ વહે ત્યારે નિશ્ચયપૂર્વક સમજવું કે હવે સંધ્યા, ઉપાસના વગેરે કર્મ કરવાની જરૂર નથી. ત્યારેજ કર્મત્યાગનો અધિકાર મળ્યો કહેવાય— કર્મ આપોઆપજ છૂટી જાય છે. ત્યારપછી માત્ર રામનામ કે હરિનામ, કે માત્ર ૐકારનો જપ કરીએ તો ચાલે." વળી તે આગળ બોલ્યા, "સંધ્યાનો ગાયત્રીમાં લય થાય છે અને ગાયત્રીનો ૐકારમાં લય થાય છે."

કર્મત્યાગ ક્યારે?

મ વરાહનગરથી આ બાગમાં, તે બાગમાં ફરતો ફરતો અહિં આવી ચડયો છે. સિધુની (સિદ્ધેશ્વર મજુમદાર) ની સાથે ફરવા નિકળ્યો છે આજ રવિવાર હોવાથી અવકાશ છે તેથી ફરવા આવ્યો છે. થોડા વખત પર શ્રીયુત પ્રસન્ન કુમાર બેનરજીના બાગમાં ગયો હતો. તે વખતે સિધુ કહે, "ગંગાકાંઠે એક રમણીય બાગ છે. તે બાગ જોવા આવીશ? ત્યાં એક પરમહંસ રહે છે."

બાગનો ઝાંપો વાસીને મ અને સિધુ રામકૃષ્ણ ઠાકુરના ઘર આગળ આવ્યા. મ વિસ્મિત થઇને જોતાં જોતાં વિચારવા લાગ્યો કે "અહા! શું સુંદર સ્થાન છે! કેવો ચમત્કારી પુરુષ છે! કેવી ચિત્તપાવન કથા કરે છે! અહિં બેસવાનું મન થાય છે." થોડી વાર આવો વિચાર કરી મનમાંને મનમાં બોલ્યો, "આવ્યો છું—ત્યારે બગીચો જોઇ આવું. પછી અહિં બેસીશ."

સિધુની સાથે મ ઘર બહાર આવ્યો ન આવ્યો એટલામાં આરતિના મધુર શબ્દ થવા લાગ્યા. એક સામટા કાંસાં, ઘંટા, ખોલ* અને કરતાલના નાદ આવવા લાગ્યા. બાગની દક્ષિણેથી નોબત-નો મધુર શબ્દ સંભળાવા લાગ્યો. એ સર્વ નાદલહરી ભાગીરથીના વક્ષસ્થળ ઉપર ભ્રમણ કરતી કરતી ઘણે દૂર સુધી જઇ લય પામી જતી હતી. મન્દ મન્દ કુસુમગન્ધવાહી વસન્તાનિલની લહરીઓ ફરકતી હતી. બધે દીવાનો પ્રકાશ થઇ રહ્યો હતો. દેવમંદિરની આરતિની ક્રિયા સર્વ સ્થળે ચાલી રહી હતી. મ બાર શિવ મંદિરમાં, રાધાકાન્તના મંદિરમાં, અને ભવતારિણીના મંદિરમાં આરતિનાં દર્શન કરી પરમ આનંદ પામ્યો. સિધુ કહે. " આ રાસમણિએ બંધાવેલું દેવાલય. અહિં રોજ સેવા થાય છે. અનેક અતિથિ અને કંગાલનું ભરણ પોષણ થાય છે. "

આમ વાતો કરતા કરતા ભવતારિણીના મંદિરમાંથી નીકળી 'ફરસબંધી પગ રસ્તાપર થઇને બેઉ જણ ઠાકુર રામકૃષ્ણના ઘર આગળ આવી પહોંચ્યા. જુએ છે તો બારણાં બંધ.

હવે બારણાં ઠોકવાની જરૂર જણાઇ. મ અંગ્રેજી શીખ્યો હતો. પારકા ઘરમાં એકદમ ઘુસી જવા તે ચહાતો ન હતો. બારણા આગળ વૃન્દા દાસી બેઠી હતી તેને મ એ પૂછયું, " મહારાજ અંદર છે કે નહિ ?"

વૃન્દા—" હા. એ રહ્યા અંદર. "

મ—"તે અહિં કેટલા વખતથી રહે છે ?"

---

* બંગાળામાં વપરાતી એક જાતની મૃદંગ.

વૃન્દા—"ઘણાક દિવસ થઇ ગયા."

મ—"મહારાજ ખુબ ચોપડીઓ વાંચે છે ખરા કે ?"

વૃન્દા—"નારે મા ! ચોપડીઓ કેવી ? બધુંય એમને મ્હોડે."

મ કોલેજમાં ભણ્યો હતો. મહારાજ રામકૃષ્ણ પુસ્તકો રાખતા નથી અને વાંચતા નથી જાણીને તે વધારે આશ્ચર્ય ચકિત થયો.

મ—"ઠીક. હું ધારૂં છું કે તેઓ હમણાં સંધ્યા કરવા બેઠા હશે. અમે ઘરમાં જઇએ ? તું જરા માંહ્ય જઇને તેમને ખબર કર."

વૃન્દા—"તમે શા માટે નથી જતા? સુખેથી જઇને બેસો."

પછી તેઓ ઘરમાં ગયા. જુએ છે તો ત્યાં બીજું કોઇ નથી. ઠાકુર રામકૃષ્ણ એકલા આસન ઉપર બેઠા છે. ઘરમાં ધૂપ થયો છે અને બધાં બારી બારણાં બંધ છે.

મ પ્રવેશ કરીને મહારાજને હાથ જોડી પ્રણામ કરે છે. મહારાજ તેમને બેસવાને આજ્ઞા કરે છે. મ અને સિંધુ બેઉ નીચે બેસે છે. મહારાજ તેમને પૂછે છે, "કયાં રહો છો ? શું કરો છો ? વરાહનગરમાં શા વાસ્તે આવ્યા છો ?" મ એ બધા પ્રશ્નના ઉત્તર આપ્યા. પણ તે જુએ છે કે મહારાજ વચમાં વચમાં અન્ય મનસ્ક થઇ જાય છે. કેટલોક સમય વીત્યા પછી તેના જાણવામાં આવ્યું કે એવી દશાને "ભાવ સમાધિ" કહે છે. જાણે કોઇ પાણીમાં ગલ નાંખી માછલી પકડવા બેઠો હોય તેમ મહારાજ એકાગ્ર ચિત્ત બેઠા હતા. માછલી આવીને ગલ ખાય અને જ્યારે ખેંચા ખેંચ કરે ત્યારે જેમ માછી તે તરફ એક દૃષ્ટિથી જુએ અને બીજા કશા પર લક્ષ ન આપે તેવી સ્થિતિ રામકૃષ્ણજીની હતી. પછી મના સાંભળવામાં આવ્યું અને ઘણીવેળા તેણે જાતે જોયું પણ ખરૂં કે

સંધ્યાકાળ થયા પછી તેમનામાં આવો ભાવ આવે છે. કોઈ કોઇવાર તો તે તદ્દન આત્મજ્ઞાન ખોઇ બેસે છે.

મ—" આપ સંધ્યા કરીલો. અમે પછી આવીશું. "

**શ્રી રામકૃષ્ણ** ( ભાવસ્થ )—" ના—સંધ્યા—એવું કાંઇ હમણાં કરવું નથી. "

પછી થોડી વાતચીત કર્યા પછી મ એ પ્રણામ કરી રજા લીધી. મહારાજે કહ્યું કે તમે આવતા રહેજો.

મ જતાં જતા વિચાર કરે છે, " આ મહાપુરુષ કોણ હશે ! શા માટે મને એની પાસે બીજી વાર જવાનું મન થાય છે ? એમણે પુસ્તકો વાંચ્યાં નથી. શું પુસ્તકો જોયા સિવાય મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે ? કેટલું આશ્ચર્ય ! મને એનીપાસે બીજીવાર જવાનું મન થાય છે. તેમણે પણ કહ્યું છે કે આવજો. કાલે કે પરમ દહાડે સવારમાં આવીશ. "

## પરિચ્છેદ ૨.

अखंडमंडलाकारं व्याप्तं येन चराचरम् ।
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥

### દ્વિતીય દર્શન તથા ગુરૂ–શિષ્ય સંવાદઃ

મ જ્યારે બીજીવાર મહારાજનાં દર્શન કરવા ગયો ત્યારે સવારનો સમય હતો. આશરે આઠેક વાગ્યાનો સુમાર થયો હતો. મહારાજ તે વખતે હજામત કરાવવા બેઠા હતા. થોડી ઘણી ઠંડી

પડતી હતી તેથી તેમણે શરીર પર એક ગરમ શાલ ઓઢી હતી. મ–ને જોઇ તેમણે કહ્યું, "આવ્યો ? ઠીક થયું. અહિં બેસ."

અગ્નિકોણ તરફના ભાગમાં આ વાત થઇ. હજામ ત્યાંજ હતો. મહારાજ હજામત કરાવતા હતા અને મ—ની સાથે વચ્ચે વચ્ચે વાતચીત કરતા હતા, શરીર ઉપર કહ્યું તે પ્રમાણે શાલ ઓઢી હતી. પગમાં દર્ભના સપાટ હતા. સ્મિત ભર્યું વદન હતું. વાત કરતાં વેળા જરા જીભ ચ્હોંટતી હતી.

**શ્રી રામકૃષ્ણ**—( મ–ને ) " ઠીક તારૂં ઘર ક્યાં?"

**મ**—" જી, કલકત્તામાં. "

**શ્રી રામકૃષ્ણ**—" અહિં ક્યાં રહે છે? "

**મ**—" જી મહારાજ ! અહિં વરાહનગરમાં મારી મોટી બ્હેનનું ઘર છે. ઇશાન કવિરાજને ઘેર.

**શ્રી રામકૃષ્ણ**—"હાં ! ઇશાનને ઘેર !"

**શ્રી રામકૃષ્ણ**—" વારૂ. કેશવને કેમ છે ? બહુ માંદા છે. "

કેશવચંદ્ર સેન.

**મ**—" મેં પણ સાંભળ્યું છે ખરૂં. પણ હમણાં પહેલાં કરતાં ઠીક છે એમ કહેવાય છે."

**શ્રીરામકૃષ્ણ**—" મેં કેશવને માટે માતાજીની આગળ નાળીએર અને સાકરની માનતા રાખી છે. રાત્રે હું ઘણી વાર નિદ્રામાંથી જાગી ઉઠું છું ત્યારે માની પાસે રડું છું. કહું છું કે મા! કેશવનો રોગ મટાડી દો. કેશવ નહિ હોય તો કલકત્તે જઇ કોની સાથે વાતચીત કરીશ ? તેથી મેં નાળીએર અને સાકર માન્યાં છે."

" વારૂ. કુક સાહેબ કરીને કોઇ સાહેબ આવ્યા છે ને ? તે

ભાષણો આપે છે કે? મને એકવાર કેશવ વહાણમાં બેસાડી ફરવા લઇ ગયો હતો ત્યારે સાથે કુક સાહેબ પણ હતા."

મ—"જી મહારાજ! મેં પણ એ કુક સાહેબ વિષે સાંભળ્યું છે પણ હું તેમનું ભાષણ સાંભળવા નથી ગયો. હું તેમને વિષે વિશેષ જાણતો નથી."

ગૃહસ્થ અને પિતાની ફરજ.

શ્રીરામકૃષ્ણ—"પ્રતાપનો ભાઇ આવ્યો હતો, અને અહિંઆં થોડા દિવસ રહ્યો હતો. નોકરી ચાકરી કરતો નથી. કહે છે કે હું અહિંઆંજ રહીશ. મેં સાંભળ્યું છે કે, પોતાની વહુ છોકરાંને સાસરે મૂકીને આવ્યો છે. પુષ્કળ છોકરાં છે. મેં કહ્યું એ ઘણી શરમની વાત છે. (મ–તરફ જોઇને) જોયું? છોકરાં થયાં છે તેનું બીજા લોકો ભરણપોષણ કરે અને પોતે આમ ફરતો ફરે એ શું માણસનાં સાન છે? એને શરમ નથી આવતી? શા માટે એણે પોતાનાં વહુ છોકરાંનો બોજો સસરા ઉપર નાંખવો જોઇએ? મેં એને ખૂબ ઠપકો આપ્યો, અને કહ્યું કે જલદી ધંધો ખોળ. ત્યારે તે અહિંથી ચાલ્યો ગયો."

---

## પરિચ્છેદ ૩.

अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया ।

चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

મ–નું માન ભંગ.

શ્રીરામકૃષ્ણ—(મ–પ્રતિ) "તારૂં લગ્ન થયું છે?"

મ—" જી, હા."

**શ્રી રામકૃષ્ણ**—( કંપારી ખાઇ ) હાં ! લગ્ન થઇ ચુકયું છે ?"

મ ઘોર અપરાધીની પેઠે સ્તબ્ધ થઇને નીચે મ્હોંડું બેઠો છે. મનમાં વિચાર કરે છે કે લગ્ન કરવામાં એવડો શો દોષ હશે ? મહારાજ ફરીથી પૂછે છે, " તને છોકરાં થયાં છે કે ?"

મની છાતી ધબકવા લાગી. તેણે બ્હીતાં બ્હીતાં કહ્યું, " જી હા." જાણે માન ભંગ થયું હોય તેમ મ સ્તબ્ધ બની ગયો. તેનો અહંકાર ચૂર્ણ થઇ ગયો. થોડીવાર પછી મહારાજ રામકૃષ્ણે તેના તરફ કૃપા દૃષ્ટિ કરી સ્નેહપૂર્વક કહ્યું, " ઠીક, તારાં લક્ષણ સારાં દેખાય છે. હું કપાળ, નેત્ર, એ સઘળું જોઇ શકું છું" તેમણે વધારામાં કહ્યું, " ઠીક, તારી પત્ની કેવી છે ? વિદ્યાશક્તિ[1] છે કે અવિદ્યાશક્તિ ?"

મ—" જી, સારી છે પણ અજ્ઞાન છે."

**શ્રી રામકૃષ્ણ**—(જરા ગુસ્સે થઇને) "અને તું જ્ઞાની છે ?"

જ્ઞાન કોને કહેવું ?

મ જ્ઞાન કોને કહે અને અજ્ઞાન કોને કહે તે અત્યાર સુધી જાણતો ન હતો. અત્યાર સુધી એટલુંજ જાણતો હતો કે પાઠશાળામાં ભણે અને ખુબ પુસ્તકો વાંચે તેજ જ્ઞાની કહેવાય. એ ભ્રમ પછીથી દૂર થયો. ત્યારે તેણે જાણ્યું કે ઇશ્વરને જાણવો તેનુંજ નામ જ્ઞાન, અને ઇશ્વરને ન જાણવો તેનુંજ નામ **અજ્ઞાન**. જ્યારે મહારાજે કહ્યું કે તું જ્ઞાની છે ત્યારે મના અહંકારને ભારે ધકો લાગ્યો.

---

૧ ઈશ્વર પરાયણ.

**શ્રીરામકૃષ્ણ**—( મ પ્રતિ ) " ઠીક, તું સાકાર પ્રભુને માને છે કે નિરાકાર પ્રભુને? "

મ—( સ્વગત ) સાકાર પ્રભુને માનવો કે નિરાકારને ? જો ઇશ્વર નિરાકાર છે એમ માનીએ તો પછી તેને સાકાર કેમ કહી શકાય ? પરસ્પર વિરુદ્ધ બે બાબતો કેમ સત્ય હોઇ શકે ? દુધ ધોળુ છે અને વળી કાળું છે એમ તે બને ? "

મૂર્તિ પૂજા.

મ—" જી, નિરાકાર. મને તો એ મત ઠીક લાગે છે.

**શ્રી રામકૃષ્ણ**—" બરાબર છે. એક બાબત ઉપર વિશ્વાસ હોય એ સારી વાત છે. તો પણ એમ નહિં સમજતો કે તારો એકલાનોજ અભિપ્રાય સાચો છે, અને બીજા મત જૂઠા છે. એટલું યાદ રાખજે કે નિરાકાર પણ સત્ય છે અને સાકાર પણ સત્ય છે, જ્યાં સુધી તને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય, તું તેનાં દર્શન કરે ત્યાં સુધી તારા મતને ચુસ્તપણે વળગી રહેજે. "

બેઉ મત સત્ય છે, એ વાત મહારાજને મ્હોડે વારંવાર સાંભળીને મ આશ્ચર્ય ચકિત થયો. આ વાત તેના પુસ્તકીયા જ્ઞાનમાં આવી નહતી. તેનો અહંકાર ત્રીજી વાર તુટી ગયો પણ આ વખતે મહારાજ સાથે વિવાદ કરવાની ધૃષ્ટતા કરી.

મ—" જી, તે સાકાર છે એમ માનીયે તો ઠીક છે. પણ ખરેખર તે કંઇ પથ્થરની પ્રતિમા તો નથીજ. "

**શ્રી રામકૃષ્ણ**—" પથ્થરની કેમ કહે છે ? એ તો **ચિન્મયી પ્રતિમા.** "

" ચિન્મયી પ્રતિમા " નો અર્થ મ થી બિલકુલ સમજાયો નહિં. તેણે કહ્યું, " ઠીક, જેઓ કાષ્ટ પાષાણની પ્રતિમાનું

પૂજન કરે છે, તેમને એટલું સમજાવવું ઉચિત છે કે પરમેશ્વર પ્રતિમા તો નથીજ. માત્ર તેઓએ પ્રતિમાનું પૂજન કરતી વખતે ઇશ્વરનું પૂજન કરે છે એવો વિચાર હમેશ મનમાં રાખવો જોઇએ. જડવસ્તુનું પૂજન કરવું એ હલકું છે."

શ્રી રામકૃષ્ણ—(જરા ગુસ્સામાં) "તમને કલકત્તાના લોકોને એક પ્રકારની ઘેલછા લાગી છે. માત્ર ભાષણ આપવાં, બીજાઓને સુધારવા, પણ જાતે સુધરવાની તો વાતજ નહિ. તમે લોકોને સમજાવનાર કે ? જેણે જગતની ઉત્પત્તિ કરી છે તે સમજાવશે. જેણે સૃષ્ટિ રચી છે, સૂર્ય, ચંદ્ર બનાવ્યા છે, મનુષ્ય અને જીવ જંતુની રચના કરી છે, તેમનાં પોષણનાં સાધન તૈયાર રાખ્યાં છે, તેમનું પાલન કરવાને માબાપ બનાવ્યાં છે, માબાપનાં હૃદયમાં સ્નેહ મૂકયો છે, તે નહિ સમજાવે ? તેણે આટલું આટલું કર્યું છે તો આ કામ પણ નહિ કરે ? જો જ્ઞાન આપવાની તેને જરૂર લાગશે તો તે જાતેજ આપશે. તે અંતર્યામી છે. જો પ્રતિમા પૂજન કરવામાં ભુલ થતી હોય તો તે શું જાણતો નથી કે સઘળા પ્રકારની પૂજા તેને અર્થે થાય છે ! એમ હોવાથી તે મૂર્તિપૂજનથી સંતુષ્ટ થશે. તમારે બીજાઓને માટે શા માટે માથાકૂટ કરવી જોઇએ? તમને પોતાને જ્ઞાન મળે, અને ભક્તિ મળે, તેને અર્થે પ્રયત્ન કરો."

જાહેર ભાષણ અને રામકૃષ્ણ.

આ વખતે એનો અહંકાર તદ્દન ચૂર્ણ થઇ ગયો હોય એમ દેખાયું. તેણે વિચારવા માંડયું કે એ જે બોલે છે તે સાચું તો લાગે છે. શા માટે બીજાઓને જ્ઞાન આપવાનો મિથ્યા પ્રયત્ન કરવો જોઇએ ? મેં ઇશ્વરને હજી ઓળખ્યો નથી. તેના પ્રત્યે મારી ભક્તિ જાગી-

નથી. પોતાને ભક્તિ મળી નથી ત્યાર પહેલાં બીજાને ભક્ત બનાવવા યત્ન કરવો તે આડંબરજ. ઇશ્વરને જાણ્યો નથી તેને વિષે પૂરૂં સાંભળ્યું પણ નથી છતાં પારકાને જ્ઞાન આપવા જવું એ બુદ્ધિહીન માણસનું કામ છે. એ તે શું ગણિત શાસ્ત્ર કે ઇતિહાસ કે સાહિત્ય છે કે પારકાને શીખવ્યું શીખવાય? એતો ઇશ્વરતત્વ. એ જે કહે છે તે મારા મનમાં ઉતરી જાય છે.

મહારાજ રામકૃષ્ણ સાથે મનો આ પહેલો અને છેલ્લો વિવાદ હતો.

**શ્રી રામકૃષ્ણ**—"તું પથ્થરની પ્રતિમાનું પૂજન કહે છે. જો પથ્થર હોય તો તેની પૂજા પણ સપ્રયોજન છે. નાના પ્રકારની ઉપાસના વિધિ ઇશ્વરેજ યોજેલી છે. જેણે જગત્ રચ્યું છે તે સઘળું શીખવે છે—અધિકાર વિચારીને. જેના જઠરને જે પચે છે તેને તે ખવડાવવાનો બંદોબસ્ત કરે છે."

"એક માને પંચ બાળક છે. ઘરમાં માછલી છે. માતા પોતાના બાળકને માટે એક માછલીમાંથી નાના પ્રકારની ચીજો બનાવે છે. જેને જે પચે તેને તે આપે છે. કોઇને સારૂ માછલીનો પુલાવ બનાવે છે. કોઇને તેની કાંજી કરીને પાય છે. કોઇને તેમાં ખટાશ નાંખીને આપે છે. કોઇને ઘીમાં તળીને ખવડાવે છે. હવે સમજ્યો?"

મ–"જીહા"

---

## પરિચ્છેદ ૪

**संसारार्णवघोरे यः कर्णधारस्वरूपकः।**
**नमोऽस्तु रामकृष्णाय तस्मै श्री गुरवे नमः।**

મ—(વિનીત ભાવથી) "શું કરીએ તો ઇશ્વરમાં ચિત્ત પરોવાય?"

શ્રી રામકૃષ્ણ—"ઇશ્વરનું નામ અને તેના ગુણનું સર્વદા ગાન કરવાથી અને સત્સંગ કરવાથી ચિત્ત ઇશ્વર

ભક્તિ શી રીતે મળે !

તરફ વળે છે. ઇશ્વર ભક્ત અથવા સાધુની પાસે વારંવાર જવું જોઈએ. સંસારમાં અને વિષયમાં રાત દિવસ રચ્યા પચ્યા રહેવાથી ઇશ્વર તરફ મન કદિ જતું નથી. વારેવારે એકાંતમાં જઇ તેનુ ચિંતવન કરવાની ખાસ જરૂર છે. આરંભમાં એકાંતનું સેવન કરવાથી ઇશ્વરમાં મનોવૃત્તિ સ્થિર કરવાનું કાર્ય બહુ વિષમ લાગે છે."

"જ્યાંસુધી છોડ નાનો હોય ત્યાં સુધી તેને વાડની જરૂર રહે છે. નહિ તો ગાયો કે બકરાં તેને કરડી ખાવજ"
"મનમાં, ખુણામાં કે વનમાં ધ્યાન કરવા બેસવુ જોઇએ. અને હમેશાં સત અસતનો વિવેક કરતાં શીખવું જોઇએ. ઇશ્વર એજ સત્ અથવા નિત્ય છે અને બાકીનું સર્વ અસત્ અને અનિત્ય છે. એવો વિચાર કરતાં અનિત્ય વસ્તુઓનો મનથી ત્યાગ થઇ શકે છે."

મ—( વિનીત ભાવથી ) " સંસારી માણસે સંસારમાં કેવી રીતે રહેવું જોઇએ? "

શ્રી રામકૃષ્ણ—" સર્વ કાર્ય કરવાં પણ ચિત્ત માત્ર ઇશ્વરમાં

ગૃહસ્થ—સંન્યાસ નિર્જન સ્થાનમાં સાધન.

રાખવું. સ્ત્રી, પુત્ર, બાપ, મા સર્વને પોતાનાં ગણીને તેમની સેવા કરવી. જાણે તે આપણાંજ હોય તેમ વર્તવું. પણ મનમાં યાદ રાખવું કે તેઓ આપણાં નથીજ. જો તેઓ પ્રભુ પરાયણ હોય તોજ તેઓને ખરી રીતે આપણાં કહી શકાય. પ્રભુ એકલોજ આપણો સાચો

સંબંધી છે અને જેઓ તેને ભજે છે તેઓ પણ સાચા સગા છે."

"કોઇ શેઠીઆની દાસી શેઠનું બધું કામકાજ કરે છે પણ તેનું ચિત્ત પોતાના ઘરમાં હોય છે. વળી તે શેઠનાં છોકરાં તરફ પોતાનાં છોકરાં જેટલું હેત બતાવે છે. કહેશે કે "મારો રામ" "મારો હરિ." પણ તે મનમાં જાણે છે કે આ છોકરાં મારાં નથી. કોઇ તેને ખાવાની સારી ચીજ આપશે તો પેલા રામ અને હરિને નહિ આપતાં ઘેર જઇ પોતાનાં છોકરાંને આપશે."

"કાચબી ખોરાક શોધવા જળમાં ઘૂમે છે. પણ તેનું મન ક્યાં ભટકતુ હોય છે? નદીને કાંઠે જ્યાં તેણે પોતાનાં ઇંડાં મૂકેલાં છે ત્યાં હોય છે. તેમ સંસારનાં સર્વ કાર્ય કરવાં પણ ઇશ્વરમાંજ ચિત્ત રાખવું."

"ઇશ્વર ભક્તિ પ્રાપ્ત કરતા પહેલાં સંસારમાં તમે પડવા જશો તો તમે બમણા ગૂંચવાઇ જશો. વિપત્તિ, શોક, સંતાપ સર્વ મળી તમારા ચિત્તની સ્વસ્થતા બગાડી નાંખશે અને જેમ જેમ તમે સાંસારિક બાબતોમાં ચિત્ત પરોવશો તેમ તેમ તમે વધારે વધારે લદબદ થતા જશો."

"ફણસ કાપવુ હોય તો હાથે તેલ ઘસીને કાપવુ. નહિં તો તેનો ચીકણો રસ તારા હાથને ચોંટી જશે. તેમ ઇશ્વર પ્રેમ રૂપી તેલ હાથે ચોળીને પછી સંસારના કાર્યમાં હાથ ધરવો."

"પણ એ પ્રેમ અને ભકિત મેળવવા માટે એકાંત વાસની જરૂર છે. માંખણ બનાવવું હોય તો દહિંને એકાંતમાં મૂકી રાખવું જોઇએ. તેને હલાવ હલાવ કરીએ તો માંખણ ના બને. પછી એકાંતમાં જઇ તેને વલોવવું જોઇએ. ત્યારે માંખણ મળે."

"વળી જો, મનવડે એકાંતમાં ઇશ્વર ચિંતવન કર્યાથી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ મળેછે. પણ એ મનને સંસારમાં રાખી મૂકયાથી નીચ અને મલિન થઇ જાયછે. સંસારમાં તો માત્ર કામિની અને કાંચન-નુંજ ચિંતવન થાય છે."

"સંસાર જળ અને મન દૂધ રૂપી છે. જો દૂધને જળમાં ભેળી દઇએ તો દૂધ અને જળ સંગા ભેળા થઇને એક રૂપ બની જાય છે; પછી ને પાણીમાંથી છૂટું પડી શકતું નથી. પણ દૂધનું દહિં બનાવી તેમાંથી માંખણ કહાડી તેને જળમાં રાખ્યું હોય તો તેને કાંઇ હરકત આવતી નથી. તેમ એકાંતમાં સાધન ભજન કરીને પ્રથમથી જ્ઞાન ભક્તિ રૂપ માંખણ મેળવવું જોઇએ. તે માંખ-ણને સંસાર જળમાં રાખીશું તોપણ તે જળ સાથે મળી જશે નહિ. પણ ઉપર તર્યા કરશે."

" સાથે સાથે વિચાર કરવાની પણ ખૂબ જરૂર છે. કામિની કાંચન અનિત્ય; ઇશ્વરજ સત્ય પૈસો શા ખપનો છે? તે વડે અન્ન; વસ્ત્ર અને રહેવાને ઘર મળે. પણ તેનાથી ઇશ્વર પ્રાપ્તિ થતી નથી. માટે પૈસો કદાપિ જીવનનુ લક્ષ્ય થઇ શકે નહિ. એનું નામ વિચાર. સમજ્યો બાપુ!"

મ—"જી, હા. પ્રબોધ ચંદ્રોદય નાટક હું વાંચુ છું. તેમાં 'વસ્તુ વિચાર' વિષે વિવેચન આવે છે."

**શ્રી રામકૃષ્ણ**—"હાં! **વસ્તુ વિચાર.** જો, પૈસામાં શું છે અથવા સુંદર સ્ત્રીના દેહમાં પણ કેવળ માત્ર હાડકાં, માંસ, ચરબી, મળ અને મૂત્ર એ સર્વ વસ્તુ છે. મનુષ્ય ઇશ્વરથી વિમુખ થઇને આવા પદાર્થમાં મન પરોવે એ કેટલું ખેદ કરવા જેવું છે?"

**મ**—" **પ્રભુનું દર્શન થઈ શકે ખરું ?"**

**શ્રીરામકૃષ્ણ**—" **હાં, અવશ્ય થઈ શકે છે. વારંવાર એકાંત** સેવન; તેનું નામ ગુણ ગાન; વિવેક; અને પ્રાર્થના એટલા ઉપાય કરવા જોઈએ. "

**ઈશ્વર પ્રાપ્તિનો ઉપાય.**

**મ**—" મનની કેવી સ્થિતિ થાય ત્યારે પ્રભુનું દર્શન થાય ?"

**શ્રીરામકૃષ્ણ**—" **ખૂબ ઉત્કંઠાથી પુકારીએ ત્યારે પ્રભુનાં દર્શન થાય.** સ્ત્રી પુત્રને માટે લોક એક ઘડા ભરીને આંસુ પાડે છે; પૈસા માટે તો એટલાં આંસુ પાડે છે કે તે આસુના પૂરમાં પોતે તણાઇ પણ જાય. પણ ભગવાનને માટે કોણ આંસુ પાડે છે ? ઇશ્વરને જે રીતે બોલાવાય તે રીતે બોલાવવો જોઇએ. "

એમ કહી ઠાકુર ગાય છે:—

* " મન મારારે, પ્રાણ ભરી પુકારી જો શું થાય છે ?
બળ તારૂંરે, પ્રેમનણું અજમાવી જો શું થાય છે ? ટેક
માડી તુજ પ્રેમ ભરી હસતી,
સુણતાં તુજ બૂમ ન રે' અછતી,
શાને તું સાદ કરે ન રતિ—મન મારારે. ૧
મન તું એકાગ્ર કરી દેજે,
બિલિપત્ર સહિત અક્ષત લેજે,
દઇ ચંદન કાલી ચરણ ચુમજે—મન મારારે. ૨

પ્રભુ વિરહથી ચિત્ત વ્યાકુળ થવા માંડે એટલે પ્રભુ દર્શનનો અરૂણોદય થયો સમજવો. અરૂણોદય થયા પછી સૂર્યોદય થાય છે તેમ વ્યાકુળતા થયા પછી ઇશ્વર દર્શન થાય છે. "

---

*'હરિભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે' એ રાગ.

"ત્રણગણું આકર્ષણ થાય ત્યારે પ્રભુ દર્શન આપે. વિષયીનું વિષય ભોગ તરફનું આકર્ષણ; માનું સંતાન પ્રત્યેનું આકર્ષણ; સતી સ્ત્રીનું પતિ તરફનું આકર્ષણ. એ ત્રણના એકત્ર બળ જેટલું તારૂં પ્રભુપ્રેમનું બળ થાય ત્યારે પ્રભુ-દર્શનનો લાભ મળે."

"ઇશ્વર પ્રત્યે કેટલો પ્રેમ રાખવો જોઇએ? માનો પોતાના બાળક પર જેટલો પ્રેમ છે, વિષયલુબ્ધ માણસનો વિષયપર જેટલો પ્રેમ છે, સતીનો પતિપર જેટલો પ્રેમ છે, એ ત્રણના પ્રેમનો જેટલો સરવાળો થાય તેટલો પ્રેમ પ્રભુ ઉપર દૃઢ થાય ત્યારે તેનાં દર્શન થાય."

ઉત્કંઠાથી તેને બોલાવવો જોઇએ. બિલાડીનાં બચ્ચાં માત્ર મિઉં મિઉં કરી માને બોલાવી જાણે છે. મા તેમને ઘડીમાં અહિં રાખે અને ઘડીમાં બીજે ઠેકાણે મૂકી આવે. કેઇવાર ભોંયપર સુવાડે અને કોઇ વાર પથારીમાં જઇ સુવાડી આવે. માની મરજીમાં આવે તેમ કરે. બચ્ચાંને દુઃખ થાય ત્યારે તેઓ ફક્ત મિઉં મિઉં કરે છે. એ મિઉં શબ્દ શાંભળીને મા જયાં હોય ત્યાંથી દોડતી આવે છે. બચ્ચાંને તો મિઉં મિઉં કરતાજ આવડવું જોઇએ; બાકીનું સર્વ જગદંબા કરી લે છે."

---

## પરિચ્છેદ. ૫

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥** ગીતા.

**મ** વરાહનગરમાં પોતાની બ્હેનને ઘેર રહેતો હતો. જે ક્ષણથી

મ—નરેન્દ્રને (વિવેકાનંદને) મળે છ. *તેને ઠાકુર રામકૃષ્ણનાં દર્શન થયાં ત્યારથી તેનું ચિત્ત તેમનામાંજ ચોંટયું. હમેશાં તે આનંદમય મૂર્તિને નિહાળતો અને તેની અમૃતમય કથાનું શ્રવણ કરતો. તેને વિચાર આવતો કે આ દરિદ્ર બ્રાહ્મણ આવાં મહાન્ સત્યો શી રીતે સમજ્યો હશે અને શી રીતે પોતાનું જીવન તદ્રુપ કરી શકયો હશે ! આવી સરળતાથી ગહન વિષયોને સમજાવતાં મ એ આજ સુધીમાં કોઇને પણ જોયો નહતો. કયારે તેની પાસે જાઉં અને કયારે દર્શન કરૂં એનીજ રાત્રિ દિવસ મને લગની લાગી હતી.

જોતા જોતામાં રવિવાર આવી પહોંચ્યો. વરાહ નગરના નેપાલ બાબુની સાથે સાંજના ત્રણ અને ચારની વચ્ચે મ દક્ષિણેશ્વર આવી પહોંચ્યો. જુએ છે તો પૂર્વ પરિચિત ઘરમાં મહારાજ રામકૃષ્ણ એક આસનપર બેઠા હતા. આખું ઘર લોકથી ભરાઇ ગયું હતુ. રવિવારની રજા હોવાથી આજે ઘણાક ભક્તો દર્શન કરવા આવી પહોંચ્યા છે. તે વખતે મ કોઇને ઓળખતો ન હતો. મ પણ એક બાજુએ બીજાઓની સાથે બેસી ગયો. જુએ છે તો ઠાકુર ભક્તોની સાથે સહાસ્ય વદને વાર્તાલાપ કરતા હતા.

એક ઓગણીશ વર્ષના છોકરાને ઉદ્દેશીને અને તેના તરફ જોઇને ઠાકુર ખૂબ હરખાઇને વાતો કરેછે. તેનું નામ નરેંદ્ર. (પાછળથી વિવેકાનંદ) તે કોલેજમાં ભણતો અને સાધારણ બ્રાહ્મ સમાજનો સભાસદ હતો. તેની વાતચીત જુસ્સાદાર અને પ્રતાપવાળી હતી. નેત્રો ઉજ્જવલ અને વિશાળ હતાં અને કાન્તિ મહાન્ ભક્તની હતી.

મ અનુમાન કરે છે કે વાર્તાનો વિષય વિષયાસકત સંસારી

મનુષ્યોને લગતો છે. જેઓ કેવળ ઇશ્વર ઇશ્વર કરે છે અથવા ધર્મધર્મ કરે છે તેમની વિષયી પુરૂષો નિંદા કરે છે. વળી સંસારમાં અનેક દુષ્ટ લોકો હોય છે તેમની સાથે કેવા પ્રકારનો વ્યવહાર કરવો જોઇએ એ વિષે ચર્ચા ચાલી રહી છે.

**શ્રી રામકૃષ્ણ**—( નરેન્દ્રને ) "નરેન્દ્ર ! તું શું ધારે છે ? સંસારી લોકો ઇશ્વર પરાયણ જીવો માટે કેટલું ઘસાતું બોલે છે ! પણ હાથી જ્યારે જાય છે ત્યારે કેટલાં કૂતરાં તથા બીજા જાનવરો ચીચીઆરી કરે છે પણ હાથી તો પાછું જોતો સરખો નથી. તારી કોઇ નિંદા કરે તો શું કરે ભાઇ ?"

**નરેન્દ્ર**—"હું તો એમજ સમજું કે ભલે કૂતરાઓ ભસે."

**શ્રી રામકૃષ્ણ**—( હસીને ) "નહિ રે ! એટલે સુધી ન જા. ( બધા હસે છે. ) ઇશ્વર પ્રાણી માત્રમાં રહેલો છે. તોપણ સારા લોકની સાથેજ પરિચય રાખવો જોઇએ; નઠારા લોક સાથે બહુ સાવધતાથી રહેવું જોઇએ. વાઘની અંદર **નારાયણ** તો છેજ પણ તેથી કાંઈ તેને આલિંગન દેવાય ? ( બધા હસે છે ) કોઇ કહેશે કે વાઘમાં **નારાયણ** છે ત્યારે શામાટે તેને જોઇ નાસી જવું જોઇએ ? તેનો જવાબ એજ કે જેઓ આપણને દૂર નાસી જવાનું કહે છે તેઓમાં પણ **નારાયણ** છે તો તેમની વાત કેમ ન સાંભળવી જોઇએ ?"

"એક વાત સાભળ. કોઈ એક વનમાં એક સંતપુરૂષ રહેતા હતા. તેમને અનેક શિષ્યો હતા. તેમણે એક દિવસ શિષ્યોને ઉપદેશ આપ્યો કે સર્વ પ્રાણી માત્રની અંદર નારાયણનો નિવાસ છે એમ જાણી સર્વને નમસ્કાર કરવા. એક દિવસ તેમાંનો

એક શિષ્ય હોમને માટે સમિધ લેવા જંગલમાં ગયો. તેવામાં એક કોલાહલ તેને કાને પડયો, "સૌ કોઇ નાસી જજો—નાસી જજો. ગાંડો હાથી આવે છે, નાસજો." બધાં નાસવા લાગ્યાં, પણ પેલો શિષ્ય નાઠો નહિ. તેણે જાણ્યું કે હાથીમાં પણ નારાયણ છે ત્યારે શા વાસ્તે નાસવું જોઇએ ? એમ કહીને રસ્તા વચ્ચે ઉભો રહ્યો અને નમસ્કાર કરી હાથીમાં રહેલા નારાયણનું સ્તવન કરવા લાગ્યો. માવત બુમો પાડે, "અલ્યા બ્રાહ્મણ ! નાસી જા નાસી જા," તોપણ તે શિષ્ય ખસ્યો નહિ. છેવટે હાથીએ તેને શુંઢ વડે પકડયો અને એક બાજુએ ફેંકી દઇને ચાલતો થયો અને તે શિષ્ય થએલી ઈજાથી બેભાન થઇને પડી રહ્યો."

"આ સંવાદ સાંભળીને ગુરુ અને બીજા શિષ્યો તેને ઉપાડીને આશ્રમમાં લાવ્યા અને દવા પાણી કરવા લાગ્યા. થોડીવાર પછી તેને ચેતન આવ્યું ત્યારે તેને કોઇએ પૂછ્યું, "ભાઇ, હાથી આવે છે એવું તેં જાણ્યું તો પણ તું નાસી ન ગયો?" પેલા શિષ્યે જવાબ આપ્યો કે ગુરુ મહારાજે મને કહ્યું હતું કે નારાયણ મનુષ્ય, જીવજંતુ સર્વમાં છે. તેથી હાથીમાં રહેલા નારાયણ આવે છે એમ જાણી હું ત્યાંજ ઉભો રહ્યો અને નાસી ગયો નહિ. ત્યારે ગુરુએ તેને કહ્યું, "બાપા હાથી નારાયણ છે એ વાત તો ખરી પણ માવત રૂપી નારાયણે તને નાસી જવા કહ્યું તે વાત તેં કેમ ન માની? સર્વ નારાયણ સ્વરૂપ છે ત્યારે માવત નારાયણની વાત પણ સાંભળવી જોઇતી હતી." (બધા હસે છે).

"શાસ્ત્રમાં કહ્યું છે, "**आपो नारायणः**" જળ નારાયણ છે. પણ એક જળ દેવસેવામાં વપરાય છે; બીજું વાસણ માંજવામાં,

અને કપડા ધોવામાંજ વપરાય છે, પણ પીવામાં કે દેવસેવામાં વપરાતું નથી. તેમ સાધુ, અસાધુ, ભક્ત, અભક્ત સર્વનાં હૃદયમાં નારાયણનો નિવાસ તો છેજ, પણ અસાધુ, અભક્ત દુષ્ટ લોકની સાથે વ્યવહાર રખાય નહિ. તેમની સાથે ગાઢ સંબંધ રખાય નહિ. કોઇની સાથે સહેજ વાતચીતજ કરી શકાય; કોઇની સાથે તે પણ કરી શકાય નહિ. એવા લોકની પાસે રહેવા કરતાં દૂર રહેવું સારૂં."

**નરેંદ્ર**—'મહારાજ! જો દુષ્ટ લોક આપણને ઇજા કરવા આવે અગર ઇજા કરે તો શું આપણે મુગે મ્હોડે સહન કરવું જોઇએ!"

ગૃહસ્થ અને તમોગુણ.

**શ્રીરામકૃષ્ણ**—"લોકોમાં રહેવું હોય તો નઠારા લોકથી આપણા પોતાનો બચાવ કરવા માટે એક પ્રકારના તમોગુણનો દેખાવ કરવાની જરૂર છે. પણ તે આપણું અનિષ્ટ તાકે છે તેથી આપણે તેનું અનિષ્ટ તાકવું એમ ન થવું જોઇએ."

"એક ખેતરમાં ગોવાળીઆ ગાયો ચારતા હતા. તે ખેતરમાં એક મોટો ઝેરી સાપ રહેતો હતો એ સાપના ભયને લીધે બધાં સાચવીને ખેતરમાં ફરતાં હતાં. એક દિવસ એક બ્રહ્મચારી તે ખેતરમાં થઇને જતો હશે. ગોવાળીઆ દોડતા દોડતા આવીને તેને કહેવા લાગ્યા, 'મહારાજ ! એ રસ્તે જશો નહિ. ત્યાં એક ભયાનક સાપ રહે છે'. બ્રહ્મચારી કહે, 'તે ભલે રહ્યો. મને તેનો ભય નથી. હું મંત્ર જાણું છું.' એમ કહી બ્રહ્મચારીએ તે બાજુએ જવા માંડયું. ગોવાળીઆ બ્હીકથી તેની પાછળ ગયા નહિ. તે બાજુએ સાપ ફેણ ઉંચી કરી દોડતો આવતો હતો. પણ તે પાસે આવ્યો ન આવ્યો

એટલામાં બ્રહ્મચારી કંઇ મંત્ર ભણ્યો એટલે સાપ તેના પગ આગળ કીડાની માફક પડી રહ્યો. બ્રહ્મચારીએ કહ્યું 'અરે! તું શા માટે પરહિંસા કરતો ફરે છે? આવ તને મંત્ર આપું. એ મંત્ર જપ્યાથી ઇશ્વરભકિતનો તારા મનમાં ઉદય થશે, તને ભગવાનનાં દર્શન થશે અને હિંસા કરવાનું મન થશે નહિ.' એમ કહી સાપને મંત્ર આપ્યો. સાપ મંત્ર લીધા પછી ગુરુને પ્રણામ કરી તેમને પુછવા લાગ્યો, 'મહારાજ! કહો મારે કેવી રીતે મંત્રનુ સાધન કરવું'? ગુરુ કહે, તું એ મંત્ર જપ્યા કર અને કદિ કોઇની પણ હિંસા કરતો ના.' જતી વેળા બ્રહ્મચારીએ તેને કહ્યું કે હું બીજીવાર આવીશ"

"આ પ્રમાણે કેટલાક દિવસ વીત્યા ગોવાળીઆએ જાણ્યું કે હવે સાપ કરડવા આવતો નથી. તેઓ તેને પથરા મારે તો પણ ગુસ્સે ન થાય. કીડાની પેઠે પડી રહે. એક દિવસ એક ગોવાળીઓ તેની પાસે ગયો. તેણે સાપને પુછડીથી પકડયો, ખુબ વીંઝયો અને પછી જોરથી જમીન પર ફેંકી દીધો. સાપ મ્હોમાંથી લોહી ઓકયો અને બેશુદ્ધ થઇ ગયો. ન હાલે ન ચાલે. ગોવાળીઆએ જાણ્યું કે તે મરી ગયો તેથી તેઓ જતા રહ્યા."

"મોડી રાત્રે સાપને ભાન આવ્યું ત્યારે તે ધીરે ધીરે મહા કષ્ટે પોતાના રાફડામાં જતો રહ્યો. તેનું શરીર કચ્ચરઘાણ વળી ગયું હતું. પાસું ફેરવવાની પણ શકિત ન હતી. ઘણા દિવસ પછી જયારે તેના શરીરમાં ચામડી અને હાડકાંજ રહ્યાં ત્યારે એવી દશામાં રાત્રે એકવાર ખોરાક શોધવા બહાર આવતો. તે બ્હીકથી દિવસે તો બહાર આવતોજ નહિ. મંત્ર લીધા પછી તેણે હિંસા કરવી છોડી દીધી હતી. માટી, પાંદડાં, ઝાડપરથી પડેલાં ફળ ખાઇને નિર્વાહ કરતો."

પછી લગભગ એક વર્ષે બ્રહ્મચારી ત્યાં આવી પહોંચ્યો. આવતા વારમાં સાપની તપાસ કરી. ગોવાળીઆ કહે સાપ મરી ગયો પણ તેને એ વાત પર વિશ્વાસ પડયો નહિ. તેણે જાણ્યું કે જે મંત્ર તેને આપ્યો છે તેનું સાધન થયા વગર તેનો દેહ ત્યાગ થાય નહિ. તેથી તે સાપ જ્યાં રહેતો હતો ત્યાં તેનું નામ દઇને બોલાવવા લાગ્યો. ગુરુદેવનો અવાજ સાંભળીને સાપ દરમાંથી બહાર આવ્યો અને ભક્તિ ભાવથી પ્રણામ કર્યા. બ્રહ્મચારીએ પૂછ્યું, "તને કેમ છે?" સાપ કહે "ઠીક છે". બ્રહ્મચારી કહે "તું માંદો પડયો હોય એમ દેખાય છે", સાપ કહે, "મહારાજ! આપે આજ્ઞા કરી હતી કે તારે હિંસા કરવી નહિ. તેથી પાંદડાં, ફળ ખાઇને રહું છું તેથી કદાચ રોગ થયો હશે. અને મારામાં સત્વગુણનો ઉદય થયો છે તેથી કોઇના ઉપર ક્રોધ કરતો નથી". ગોવાળીઆએ તેને વીંઝીને ફેંકી દીધો હતો તે વાત સાપ ભુલી ગયો. બ્રહ્મચારી કહે, "માત્ર ફળ ખાધાથી શરીરમાં આવો ફેરફાર થાય નહિ. જરૂર કાંઇ બીજું કારણ હોવું જોઇએ. તું વિચારી કહાડ." ત્યારે સાપને સાંભરી આવ્યું કે એક દિવસ ગોવાળીઆએ મને પછાડયો હતો. ત્યારે તેણે કહ્યું, "મહારાજ! હવે મને યાદ આવે છે કે એકવાર મને ગોવાળીઆએ બહુ માર્યો હતો. તેઓ મૂર્ખ છે. મારા મનની શી સ્થિતિ છે તેની તેમને શી ખબર? હું કોઇને કરડતો નથી કે ઇજા કરતો નથી તેની તેઓને શી ખબર!" બ્રહ્મચારી કહે, "તું આવો મૂર્ખ કયાંથી? પોતાનો બચાવ કરતાં ન આવડયું! મેં તને કરડવાની ના કહી હતી; શું ફૂંફાટો કરવાની ના કહી હતી? તેં ફૂંફાટો કરી ગુસ્સો કેમ ન બતાવ્યો!"

"નઠારા લોકોને એવો ફુંફાડો દેખાડવાની જરૂર પડે છે. ભય બતાવવો તો જોઇએ. નહિ તો આપણી સાપના જેવી વલે થાય. તેમના શરીરમાં વિષ રેડવું નહિ. અનિષ્ટના બદલામાં અનિષ્ટ કરવું નહિ.

એક શિષ્ય—"ઈશ્વરની સૃષ્ટિમાં દુષ્ટો કેમ હોય છે ? દુનિયામાં પાપ કેમ થાય છે?"

**શ્રી રામકૃષ્ણ**—"ઇશ્વરની સૃષ્ટિમાં નાના પ્રકારના જીવ-

ભિન્ન પ્રકૃતિ

જંતુ, ઝાડ, વેલા વગેરે છે. કેટલાંકને અમૃત જેવાં મીઠાં ફળ લાગે છે. તેમ માણુસ પણુ સારાં છે અને નઠારાં છે; સાધુ છે અને અસાધુ છે. સંસારી જીવ છે અને ભક્ત પણુ છે."

"જીવ ચાર પ્રકારના હોય છે;—બદ્ધ જીવ; મુમુક્ષુ જીવ; મુક્ત જીવ; અને નિત્ય જીવ. નિત્ય જીવ જેવા કે નારદ વગેરે. તેઓ સંસારમાં જીવોના કલ્યાણુ માટે રહે છે—તેઓને શિક્ષા આપવા માટે."

"જેઓ વિષયમાં રચ્યા પચ્યા રહે છે અને પ્રભુને ભૂલી જાય છે, ભૂલ્યેચૂકયે પણુ ઈશ્વર સ્મરણુ કરતા નથી તેઓ બદ્ધ જીવ. જેઓ મુક્ત થવાની ઇચ્છા રાખે છે તેઓ મુમુક્ષુ કહેવાય છે. પણુ તેઓમાંથી કોઇ કોઇ મુક્તિ મેળવે છે અને કોઇ નથી મેળવી શકતા."

"જેઓ સંસારને વિષે કામિની અને કાંચનથી લોભાતા નથી, એવા સાધુ મહાત્માઓ મુક્ત જીવ કહેવાય છે. તેમના મનમાં કદિ વિષય વાસના જાગૃત થઇ શકતીજ નથી અને તેઓ હમેશાં હરિ-પાદપદ્મનું ધ્યાન કરે છે."

"એક તળાવમાં કોઇ એક માછી જાળ પાથરે છે. એ ચાર માછલી એવી ચતુર હોય છે કે કદિ જાળ તરફ જતીજ નથી— તેવા જીવને આપણે નિત્ય જીવ કહી શકીએ. પણ તેઓ ગણ્યાંગાંઠ્યાંજ હોય છે. ઘણી ખરી માછલી જાળમાં પકડાઇ જાય છે. તેમાંની કેટલીક નાસી જવાને યત્ન કરે છે. તેઓને મુમુક્ષુ જીવની ઉપમા આપી શકાય પણ તેમાંની બધી નાસી શકતી નથી. એ ચાર જણ ખુબ ખેંચતાણ કરીને છટકી જાય છે ત્યારે માછીઓ કહે છે, "જો અલ્યા' પેલી મોટી માછલી નાસી ગઇ!" પણ જેઓ જાળમાં પકડાઇ છે તેમાંની ઘણીક તો તરફડાટ કર્યા છતા પણ નીકળવા પામતી નથી. મોટી સંખ્યા તો નાસવાનો યત્ન પણ કરતી નથી. તેઓ જાળમાં મ્હોં ઢાંકી તળાવને તળીએ કાદવમાં જઇ ચુપા ચુપ સુઇ જાય છે અને કહે છે કે અહિં બહુ સારું છે. આપણને કશો ભય નથી. પણ તેમને ખબર નથી કે હમણાંજ માછી તેમને ખેંચીને પાણી બહાર કઢાડશે અને જમીન પર નાખી દેશે. આવા જીવ તે બદ્ધ જીવ.

"બદ્ધજીવો સંસારમાં કામિની અને કાંચનથી લોભાઇ બંધાઇ જાય છે. હાથે પગે સર્વાંગે બંધાઇ જાય છે. તળાવને તળીએ કાદવમાં મ્હોં ઘાલી વિચાર કરે છે કે સંસારમાં કામિની કાંચનમાંજ ખરૂં સુખ છે એમ કહી નિશ્ચિંતપણે નિશ્ચેષ્ટ પડી રહે છે. તેઓને ખબર નથી કે વિષય સુખમાં આત્માનું મૃત્યુ થાય છે. બદ્ધ જીવ જ્યારે મરવા પડે છે, ત્યારે તેની સ્ત્રી કહે છે, 'તમે તો જાઓ છો પણ મારે માટે શું કરતા જાઓ છો?' પણ તેની આગળ પરમાત્માની કે પરલોકની વાત કરીજ

સંસારી લોક બદ્ધ જીવ.

નથી. મરનારને પણ એટલું દૃઢ માયા બંધન છે કે દીવો ભડભડ બળતો જોઇ તે કહે છે, 'અરે સાંભળે છે કે? દીવેલ બળી જાય છે તે જોતી નથી? એને બદલે એક દીવેટ રાખ્ય.' એમ કહીને તે પ્રાણ મૂકે છે."

"બદ્ધજીવને કદિ ઇશ્વરનું સ્મરણ થતું નથી. જો બીજું કામ-કાજ નથી હોતું તો અમથાં ગપાટા હાંકે છે અથવા નિરૂપયોગી કામ કરે છે. પૂછીએ તો કહેશે કે અમે ચૂપ બેશી રહીએ તો વખત કેમ નીકળે? માટે ગંજીફે અથવા પાસે રમીએ છીએ." (સઘળા સ્તબ્ધ થઇ સાંભળે છે)

---

## પરિચ્છેદ ૬.

**योमामजमनादिञ्च वेत्ति लोकमहेश्वरम् ।**
**असंमूढः स मर्तेषु सर्वपापैः प्रमुच्यते ॥**

भगवद्गीता. १०, ३.

**એક ભક્ત**—"મહારાજ! આવા સંસારી જીવ માટે કોઇ મુક્તિનો ઉપાય નહિ હોય?"

શ્રદ્ધાનું માહાત્મ્ય.

**શ્રીરામકૃષ્ણ**—"અવશ્ય ઉપાય હોવોજ જોઇએ. વારંવાર સાધુસમાગમ કરવો જોઇએ અને વખતો વખત એકાંતમાં જઇને ઇશ્વરનું ધ્યાન કરવું જોઇએ. અને સદ્સતનો વિચાર કરવો જોઇએ. ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ કે 'મને ભક્તિ અને શ્રદ્ધા આપો.' શ્રદ્ધા થઇ એટલે કામ થઇ ગયું. **શ્રદ્ધા કરતાં કશું વધારે શ્રેષ્ટ નથી."**

(કેદાર તરફ જોઇને) "શ્રદ્ધાનું કેટલું બળ છે તે જાણો છો? પ્રાચીન કથા છે કે રામચંદ્રજી જે પૂર્ણબ્રહ્મ નારાયણ હતા તેમને લંકા જવા માટે સમુદ્ર ઉપર પૂલ બાંધવો પડયો હતો. પણ હનુમાનને રામ નામ પર અડગ વિશ્વાસ હતો તેથી રામ નામ લઇ એક છલગ મારી પેલી પાર જઇ પડયા. તેમને પૂલની જરૂર ન પડી. ખુદ રામ કરતાં પણ રામ નામમા વધારે બળ છે." (બધા હસે છે.)

"વિભીષણે એક પાંદડા ઉપર રામ નામ લખીને તે પાન એક જણને ધોતીઆને છેડે બાંધી આપ્યું અને કહ્યું કે બ્હીશ નહિ. દરિયા પર સુખેથી ચાલ્યો જજે. જે ઘડીએ અવિશ્વાસ કરીશ, વ્હેમ લાવીશ તે ઘડીએ ડુબી જઇશ. પેલો માણુસ આ પ્રમાણે રોજ સમુદ્ર પાર જાય અને આવે. એક દિવસ પોતાના ધોતીઆને છેડે શું બાંધેલું છે તે જાણવાનું પેલા માણુસને બહુ મન થયું અને ન રહેવાયું. તેણે ગાંઠ છોડી અને જુએ છે તો ફક્ત રામ નામ લખેલું. આ જોઇને વિચાર કરવા લાગ્યો, આ શું ? આમાં તો ફક્ત રામ નામજ લખેલું છે.' આવો અવિશ્વાસ થતા વારનેજ તે ડુબી ગયો."

"જેને ઇશ્વર ઉપર વિશ્વાસ છે તેણે જો મહા પાતક કર્યાં હોય—જેમ કે ગોહત્યા, બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા કરી હોય—તો પણ ભગવાન પર વિશ્વાસના બળથી તેનો ઉદ્ધાર થઇ શકે છે. તેણે માત્ર એટલુંજ કહેવું જોઇએ કે 'આજથી એવું કામ નહિ કરૂં". એમ કહી તેનું પવિત્ર નામ લેવા માંડે તો તેને કશો ભય નથી". એમ કહી ઠાકુર એક પદ ગાવા લાગ્યા—

### નામ માહાત્મ્ય.

(ગરબી) તારૂં નામ લેતાં મુખથી માડી ! હું મરૂં જો !
ભૂંડો પાતકી તોયે ન લેશ હું ડરૂં જો !

ભલે પાપ મેં કદિ કર્યા કોટિ કોટિ જો !
હણ્યા વિપ્ર, હણી નાર, ગરીબ ગાવડી જો ! તારૂં
(તોયે) અંતકાળે અલબેલી મારી આવડીજો !
જરૂર તારશે પવિત્ર નામ નાવડીજો ! તારૂં.

પછી નરેન્દ્રની વાત નીકળી. ઠાકુર રામકૃષ્ણ ભક્તોને કહે—

"પેલા છોકરાને જોયો ? અહિં બહુ શાંત છે; તોફાની છોકરો બાપની પાસે ડાહ્યો ડમક થઇને બેસે છે. પણ જયારે રમવા નીકળે ત્યારે તેની રીત ભાત ઓર પ્રકારની હોય છે. એ નિત્ય, સિદ્ધ જીવ છે. એ સંસારમાં કદિ બંધાય એમ નથી. જરાક મોટી ઉમરનો થતાં એનામાં જ્ઞાનનો ઉદય થશે, ચૈતન્ય પ્રકટશે અને ઇશ્વર તરફ ચાલ્યો જશે. જીવ શિક્ષાને માટેજ એવા આત્મા અવતરે છે. તેમને સંસારની કોઇપણ વસ્તુ પ્રિય લાગતી નથી—તેઓ કામિની કાંચનથી આસકત થતા નથી."

"વેદમાં હોમા પક્ષીની વાત આવે છે. તે આકાશમાં ઘણે ઉંચે રહે છે. આકાશમાંજ પોતાનાં ઇંડાં મૂકે છે. તે ઇંડાં પ્રસવ્યા પછી નીચે પડવા માંડે છે. પણ તે એટલે ઉંચેથી પડે છે કે પડતાં પડતાં તેને ઘણો વખત લાગે છે. પડતાં પડતાં તેનાં કોટલાં ફુટેછે અને બચ્ચાં બહાર નીકળે છે. તેઓ આંખ ઉઘાડી જુએ છે તો તેઓને માલમ પડે છે કે આપણે ઘણે ઉંચેથી પડીએ છીએ અને પૃથ્વી સાથે અફળાઇશું તો જરૂર છુંદાઈ જઇશું. તેથી તેઓ પૃથ્વીને અડકવા વગર પાંખો ફફાવી માતા તરફ ઉંચે આકાશમાં ઉડવા લાગે છે.

" આ વાતમાં જેને પક્ષીની માદા કહેલી છે તે મહાકાલી અથવા જગન્માતા—દૃશ્ય જગતથી પર છે. આંખ ઉઘડતા પહેલાં મનુષ્ય જીવનનું રહસ્ય જેમને ખબર નથી એવા બચ્ચાં તે પવિત્ર આત્માઓ. પણ જેવાં તેમનાં નેત્ર ઉઘડે છે એટલે તરત તેઓને જ્ઞાન થાય છે કે જો આપણે પૃથ્વીને અગર પૃથ્વીની કોઇ પણ વસ્તુને—દ્રવ્ય, કીર્તિ, વિષયસુખને અડકીશું તો જરૂર મૃત્યુ થશે. એટલે તરતજ તેઓ દિશા બદલે છે અને માતા એજ સત્ય છે એમ જાણીને તેના તરફ પરમ જ્યોતિર્મય પ્રદેશોમાં સીધાં ઉડી જાય છે."

નરેન્દ્ર ઉઠી જાય છે.

સભામાં કેદાર, પ્રાણકૃષ્ણ ઇત્યાદિ અનેક ભકતો છે.

શ્રીરામકૃષ્ણ—"જુઓ, નરેન્દ્ર ગાવામાં, બજાવવામાં, વાંચવામાં, લખવામાં બધામાં હોંશીઆર છે. એક દિવસ કેદાર તેની સાથે વાદવિવાદ કરવા લાગ્યો. પણ નરેન્દ્રે તેની દલીલને એક સપાટામાં ઉડાવી દીધી." ( ઠાકુર અને બધા હસે છે. )

( મને ) " અંગ્રેજીમાં તર્ક શાસ્ત્રનું કોઇ પુસ્તક છે?"

મ—"જી, હા. અંગ્રેજીમાં ન્યાય શાસ્ત્ર ( Logic ) છે."

શ્રીરામકૃષ્ણ—"તે કેવું હોય ? મને કહે જોઇએ."

મ મોટી મુશ્કેલીમાં આવી પડયો. તેણે કહ્યું—"ન્યાય શાસ્ત્રના એક ભાગમાં સાધારણ સિદ્ધાંત ઉપરથી કોઇ વિશેષ સિદ્ધાંત બાંધવાની વાત આવે છે. જેમકે બધાં માણસ મરી જશે. પંડિતો માણસ છે; તેથી પંડિતો મરી જશે. વળી બીજા ભાગમાં કોઈ અમુક દૃષ્ટાંત અથવા બનાવ ઉપરથી સાધારણ સિદ્ધાંત કરવાની

વાત આવે છે. જેમકે આ કાગડો કાળો છે; પેલો કાગડો કાળો છે; વળી જેટલા કાગડા જોવામાં આવે છે તેટલા બધા કાળા છે, માટે બધા કાગડા કાળા છે.

“પણ આવા પ્રકારના સિદ્ધાંતમાં ભુલ આવવાનો સંભવ છે. કેમકે કદાચ શોધતાં શોધતાં કોઇ ઠેકાણે ધોળા કાગડા મળી આવે પણ ખરા. વળી એક બીજું દૃષ્ટાંત—જ્યાં વરસાદ આવે છે ત્યાં વાદળાં છે અથવા હતાં. તેથી સાધારણ સિદ્ધાંત એવો બાંધી શકાય છે કે વાદળાંવડે વરસાદ આવે છે. એક બીજું દૃષ્ટાંત—આ માણુસને બત્રીશ દાંત છે; પેલા માણુસને બત્રીશ દાંત છે; વળી જેટલાં માણુસ જોવામાં આવે છે તે સર્વને બત્રીશ દાંત છે. માટે સઘળા માણુસને બત્રીશ દાંત હોવા જોઇએ.”

શ્રી રામકૃષ્ણ માત્ર વાત સાંભળતાજ હતા પણ તેમનું ધ્યાન તેમાં ન હતું. તેથી એ વાત બંધ રહી.

---

## પરિચ્છેદ ૭.

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥**

गीता २, ५३.

**રામકૃષ્ણ સમાધિમાં.**

સભા વિખરાઇ ગઇ હતી. ભક્તો કોઇ આ બાજુએ તો કોઈ તે બાજુએ એમ ચારે કોર ફરતા હતા. મ પણ. પંચવટી વગેરે જગ્યામાં ફરવા લાગ્યો. તે વખતે સાંજના પાંચનો સુમાર થયો હતો. થોડીવાર પછી મ

રામકૃષ્ણ ઠાકુરના ઓરડામાં આવીને જુએ છે તો ઉત્તર દિશાએ આવેલી નાની પરસાળમાં એક અદ્‌ભુત ઘટના થઇ રહી છે.

ઠાકુર રામકૃષ્ણ સ્થિર ઉભા રહ્યા છે. નરેન્દ્ર ગાય છે. બે ચાર ભક્તો ઉભા છે. મ આવીને સંગીત સાંભળે છે. તે સાંભળતાંજ ત્યાં ઉભા રહેવાનું મન થાય છે એટલું નરેન્દ્રના ગાયનનું આકર્ષણ છે. મએ પોતાની જીંદગીમાં ઠાકુર સિવાય બીજા કોઇના કંઠથી આવું મધુર ગાયન કદિ સાંભળ્યું નહતું. ઠાકુર તરફ દૃષ્ટિ કરી મ દિગ્મૂઢ બની ગયો. તે ઉભા હતા. નેત્રનો એક પણ પલકારો થતો નહિ. શ્વાસોચ્છ્વાસ પણ ચાલતો હશે કે બંધ હશે? મએ કોઇને પૂછી જોયું ત્યારે જવાબ મળ્યો કે એનુ નામ **સમાધિ**. મએ આવો વ્યાપાર કદિ જોયો નહતો અને સાંભળ્યો પણ નહતો. તે આશ્ચર્ય ચકિત થઇ વિચારવા લાગ્યો કે શું ઇશ્વરનું ચિંતન કરતાં કરતાં માણસ બાહ્યજ્ઞાન શૂન્ય થઇ શકે છે? કેટલી [illegible] અને ભક્તિ થયા પછી આવી અવસ્થા આવતી હશે? નરેન્દ્ર ગાય છે—

સ્મરજે સતત મન બાવરા
ચિદ્‌ઘન નિરંજન શ્યામને;
અનુપ કાન્તિ,
મોહન મુરતિ,
ભક્ત ઉર અભિરામને.
નવરાગ રંજિત;
ઇન્દુ નિંદિત,
તડિત મંડિત કાંતિને;
વદન દર્શન પિયુષ વર્ષણ, ભુવન મોહન નામને.

પદનાં આટલાં ચરણ ગવાતાં રામકૃષ્ણ પુલકિત થઇ કંપવા લાગ્યા. નેત્રમાંથી આનંદાશ્રુ ટપકવા લાગ્યાં. અનુપમ સૌંદર્યના દર્શનથી જાણે પ્રસન્ન થતા હોય તેમ મુખ વારંવાર મલકતું હતું. શું "ઇન્દુ નિંદિત, તડિત મંડિત" કાન્તિનું તેમને દર્શન થતું હશે? એનું નામ ભગવાનના ચિન્મય સ્વરૂપનું દર્શન? કેટલાં સાધન કે ભજનને પરિણામે, કેટલી તપશ્ચર્યાના ફળમાં, કેટલીક ભકિત અને વિશ્વાસના પ્રતાપથી એ સ્વરૂપનું દર્શન થતું હશે?

ગાયન આગળ ચાલે છે—

ઉર મંડલે, કમલાસને,
પધરાવજે શ્રીચરણને,
ઉન્નત શાંત મનથી
પ્રેમ—નયને
પ્રિયતણા મુખ ચંદ્રને.

વળી રામકૃષ્ણના મુખ ઉપર અત્યંત મોહક હાસ્ય. શરીર સ્થિર, નિશ્ચેષ્ટ. બીડેલાં નેત્ર કમળ. શું તે 'ભુવન મોહન' સૌન્દર્ય નિહાળતા હશે? અને તે દર્શનથી તેમને આટલો આનંદ થતો હશે?

હવે પદનું છેલ્લું ચરણ ગવાતું હતું—

ચિન્મય રસે,
અમી ઝરણમાં,
રસબસ બની તરજે સુખે.

સ્મરજે સતત મન માહરા ચિદ્‌ઘન નિરંજન શ્યામને.

સમાધિ અને પ્રેમાનંદનું આ અદ્‌ભૂત ચિત્ર હૃદયમાં ધારણ

ફરી મ ઘર તરફ પાછો ફર્યો. વારંવાર તેના કાનમાં નરેન્દ્રે ગાએલ હૃદયોન્મત્તકારી ગીતના ભણકાર આવતા હતા.

" ચિન્મય રસે,
અમી ઝરણુમાં,
રસબસ બની નરજે સુખે."

---

## પરિચ્છેદ. ૮

**यं लब्ध्वा चापरं लाभ मन्यते नाधिकं ततः ।**
**यस्मिन स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥**

गीता. ६, १२.

બીજે દિવસે રજા હતી ત્રણ વાગ્યાને સુમારે મ ફરીથી રામકૃષ્ણજીને ઘેર આવી પહોંચ્યો. મહારાજ તેજ જગ્યાએ બેઠા હતા જમીન પર સાદડી પાથરેલી હતી. ત્યાં નરેન્દ્ર, ભવનાથ અને બીજા પણ એક બે જણ બેઠા હતા. તેઓ ઓગણીશ વીશ વર્ષના છોકરાઓજ હતા. ઠાકુર પ્રફુલ્લ વદનથી આસન પર બેઠેલા હતા, અને છોકરાઓ સાથે વાતચીત કરતા હતા.

ભક્તો સાથે આનંદ.

મ જેવો ઘરમાં દાખલ થયો કે તરત ઠાકુર ખડખડ હસી પડયા અને છોકરાઓ તરફ જોઇ કહેવા લગ્યા, 'જુઓ, આ બીજીવાર આવ્યો ખરો"? બધા હસી પડયા.

મ ત્યાં જઇ દંડવત પ્રણામ કરી બેસે છે. પ્રથમ તો તે માત્ર હાથ જોડીનેજ ઉભો ઉભો નમસ્કાર કરતો—અંગ્રેજી ભણેલા

છોકરાઓ તેમજ કરે છે. પણ આજે તો મ રામકૃષ્ણને જમીન પર લાંબો થઇને પગે લાગ્યો. પછી તે બેઠા. પોતે કેમ હસ્યા તે તેમણે નરેન્દ્ર વગેરે ભક્તોને સમજાવ્યું. તેમણે કહ્યું—

"જુઓ, એક દિવસ ચાર વાગે એક મોરને અફીણ ખવડાવ્યું. બીજે દિવસે બરાબર ચાર વાગે અફીણનો બંધાણી થએલો મોર અફીણ ખાવા આવીને ઉભોજ હતો." ( બધા હસે છે. )

મ મનમાં મનમાં વિચાર કરે છે કે આ વાત ખરી છે. ઘેર ગયો હતો પણ આખો દિવસ ને રાત ચિત્ત અહિંજ ચોંટી રહ્યું હતું. મનમાં થાય કે ક્યારે જાઉં. અહિં જાણે કોઇ મને ખેંચી લાવતું ન હોય ! બીજે ઠેકાણે જવાનો વિચાર સરખો નથી થતો. મ આ પ્રમાણે વિચાર કરે છે ત્યારે રામકૃષ્ણજી છોકરાઓ સાથે તારાઁનક રચી પોતે હસે છે અને તેઓને હસાવે છે. જાણે પોતે પણ તેમના જેવડા ન હોય હાસ્યનો તરંગ ઉછળી રહ્યા છે. જાણે પરમાનંદની લ્હાણી થાય છે.

મ અચંબામાં ગરકાવ થઈ જઇ આ અદ્ભૂત ચિત્ર નિહાળતો બેઠા. તે વિચારવા લાગ્યો કે શું આજ પુરૂષે મને ગઈ કાલે સમાધિનું અને પૂર્વે કદિ નહિ દીઠેલા પ્રેમાનંદનું સ્વરૂપ બતાવ્યું હતું? શું તેજ વ્યક્તિ આજે સામાન્ય લોકની પેઠે વર્તે છે! શું તેમણેજ પહેલે દિવસે ઉપદેશ આપતી વેળા મારો તિરસ્કાર કર્યો હતો ! 'તું જ્ઞાની' એવો પ્રશ્ન શું તેમણેજ મને કર્યો હતો ? 'તે સાકાર છે અને વળી નિરાકાર છે ' એ વાત કહેનાર તે આજ? ઇશ્વરજ સત્ય છે અને સંસારની સર્વ વસ્તુઓ અનિત્ય છે એવો મને ઉપદેશ આપનાર તે આજ હશે ! સંસારમાં દાસીની પેઠે રહેવાનું શીખવનાર પણ શું એજ હતા !

ઠાકુર આનંદ કરે છે અને ફરી ફરીને મ તરફ જુએ છે. તે સ્તબ્ધ થઇને જગ્યાપર જાણે ડરી ગયો હોય તેમ બેઠો છે. પછી ઠાકુર રામલાલને સબોધી કહેવા લાગ્યા, "જો, આ જરા ઉમ્મરે મોટો છે તેથી ગંભીર થઇને બેઠો છે. બીજા બધા હસે છે ત્યારે એ કેવો કાહ્યો થઇને બેસી રહ્યા છે?" મની ઉમ્મર તે સમયે સત્તાવીશ વર્ષની હતી.

એમ કરતાં કરતાં પરમ ભક્ત હનુમાનની વાત નીકળી. હનુમાનનું એક ચિત્ર ઠાકુરની દિવાલ પર હતુ. તે બોલ્યા, "જુઓ હનુમાનનો કેવો ભક્તિભાવ હતો? ધન, માન, દેહનું સુખ, કશુ પણ ઇચ્છતા નહિ. માત્ર ભગવાનને ઇચ્છતા હતા. જ્યારે સ્ફટિકના સ્તંભમાંથી બ્રહ્માસ્ત્ર લઇને હનુમાન જતા હતા ત્યારે મંદોદરી એ તેમને લોભાવવાને અનેક પ્રકારનાં ફળ ફેંકવા માંડયાં. એમ જાણીને કે ફળની લાલચથી તે બ્રહ્માસ્ત્ર ભુલી જાય. પણ હનુમાન લલચાય એવા ન હતા. તેમણે કહ્યું—

અમે તો મગ્ન વૈરાગી, નહિ ફળની તમા અમને.
તમારા કાચના હીરા, મુબારક રે ભલે તમને.
અમોને જે મળ્યું છે ફળ,
થયું તેથી જીવન રસ ભર,
હૃદયમાં રામ કલ્પવૃક્ષ, હવે ફળની તમા શાને?
ભલે જે ચાહીએ તે ફળ, પલકમાં આવતું સામે .અમે૦—

મહારાજ આ ગાયન ગાતા હતા એટલામાં ફરીથી સમાધિ આવી ગઇ. ગઈ કાલની પેઠેજ નિશ્ચેષ્ટ દેહ, અડધાં મીંચેલાં નેત્ર; છબિમાં દેખાય છે તેવાજ સ્વરૂપમાં

**પુનઃ સમાધિ**

રામકૃષ્ણજી સમાધિ સમયે દેખાતા હતા. થોડા સમયપર બધા હસતા હતા પણ હવે તેઓ એકી નજરે ઠાકુરની અદ્‌ભુત અવસ્થાનું નિરીક્ષણ કરતા હતા. મએ આ વખતે સમાધિ અવસ્થાનું બીજી વાર દર્શન કર્યું.

ઘણીવાર પછી ઠાકુરને બાહ્યજ્ઞાન પ્રાપ્ત થયું. દેહ શિથિલ થવા લાગ્યો. મુખ ઉપર અસલનું હાસ્ય આવવા લાગ્યું. ઇન્દ્રિયો ફરીથી પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થવા લાગી. નેત્રના ખુણામાંથી આનંદાશ્રુ લુછતા લુછતા ઠાકુર 'રામ''રામ' ઉચ્ચારવા લાગ્યા.

મ વિચાર કરે છે કે આજ મહાપુરૂષ શું છોકરાઓ સાથે પાંચ વર્ષના બાળકની માફક હસતા રમતા હતા?

ઠાકુર અસલ સ્થિતિમાં આવ્યા એટલે તરતજ સામાન્ય મનુષ્યની માફક વ્યવહાર કરવા લાગ્યા. મને અને નરેન્દ્રને સંબોધન કરીને કહે, "તમે બે જણ અંગ્રેજીમાં વાત કરો ને વિવાદ ચલાવો ને હું સાંભળું." આ વાત સાંભળી મ અને નરેન્દ્ર બેઉ હસવા લાગ્યા. બેઉએ વાત તો કરી પણ બંગાળીમાં. ઠાકુરની રૂબરૂમાં મથી વિવાદ કરવો હવે બની શકે એમ હતું નહિ. તેની વિવાદની આયુધશાળા ઠાકુરની કૃપાથી તદ્દન ભાગી ગઇ હતી, તેથી વિવાદ શી રીતે કરાય? ઠાકુર ખુબ જીદ કરે છે પણ અંગ્રેજીમાં બેમાંથી એકની પણ જીભ ચાલતી નથી.

---

## પરિચ્છેદ ૯.

त्वमक्षरं परमं वेदितव्यं, त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता, सनातनस्त्वं पुरुषोमतो मे ॥

गीता, विश्वरुप दर्शन. ११, १८

પાંચ વાગી ગયા છે. કેટલાક ભક્તો પોતાને ઘેર ચાલ્યા ગયા છે. માત્ર મ અને નરેન્દ્ર રહ્યા છે નરેન્દ્ર હાથમાં

અંતરંગ મંડળ.

ઘડો લઇને હંસસરોવર આગળ જઇ હાથ મ્હોં ધુવે છે. મ પણ ઠાકુરના ઘરની આજુબાજુ આમતેમ ફરે છે. થોડીવાર પછી તે પણ હંસસરોવર પાસે જઇ પહોંચ્યો. જુએ છે તો ઠાકુર ઘાટપર ઉભા છે અને નરેન્દ્ર હાથ મ્હોં ધુવે છે. ઠાકુર કહે, "જો, તું હજી નવો આવનાર છે તુ ઘણા દિવસ થાય ત્યારે એકાદ વાર આવી જાય તે ઠીક નહિ નવ અનુરાગ વખતે આશક માશુક વારેવારે એક બીજાને મળતાં રહે છે, કેમ ખરૂંને? (નરેન્દ્ર અને મ હસે છે) કેમ આવીશને?" નરેન્દ્ર બ્રાહ્મ-સમાજનો સભાસદ છે. તે હસતો હસતો બોલ્યો, "સારૂં, આવી શકાશે તેટલીવાર આવીશ."

બધા પછી ઘાટપર થઇને ઠાકુરના ઘરમાં આવ્યા. કોઠી આગળ પસાર થતાં ઠાકુર મને કહે, "ખેડૂતલોક બળદ કેવી રીતે લે છે તે તું જાણે છે? તેઓ કયો બળદ સારો અને કયો ખરાબ છે તે બરાબર જાણે છે તેઓ તેમની પૂંછડીને છેડે હાથ લગાડી જુએ છે. કેટલાક બળદ તેમ કરતામાંજ સૂઇ જાય છે તે બળદ તેઓ ખરીદતા નથી. પણ કેટલાક બળદ એવા તીખા હોય છે કે પૂંછડે હાથ લગાડતાંજ તડીંગ તડીગ કુદકારા મારે છે તે બળદને ખેડૂત પસદ કરે છે. નરેન્દ્ર તેવોજ બળદ છે. તેનામાં ઘણું તેજ છે" એમ કહી ઠાકુર હસવા લાગ્યા. "બીજા કેટલાક લોક આવે છે તે તો જાણે શેકેલી ધાણી જેવા પોચા, દમ વગરના. નરમ માંખણ જેવા અને મોળા ભાજી જેવા."

સન્ધ્યાકાળ થયો છે. ઠાકુર ઇશ્વર સ્મરણ કરે છે. તેમણે મને કહ્યું. "તું નરેન્દ્ર સાથે વાતચીત કર પછી તને તે કેવો લાગે છે તે મને કહે જે."

આરતિ થઈ ગઇ હતી. મ કેટલીકવાર પછી આંગણાના પશ્ચિમ ભાગમાં નરેન્દ્રને મળે છે. પરસ્પર વાતચીત થાય છે. નરેન્દ્રે કહ્યું, "હું સાધારણ બ્રહ્મસમાજનો સભાસદ છું, અને કૉલેજમાં ભણું છું".

રાત પડી હતી—હવે મને રજા માગવી હતી પણ તેને જવું ગમતું નહતું. તેથી નરેન્દ્ર પાસેથી જઇ તે રામકૃષ્ણ મહારાજને ખોળવા ગયો. તેમનું સંગીત સાંભળી તેનું મન અને હૃદય બેઉ મુગ્ધ બન્યાં હતાં. મહારાજના શ્રીમુખનું ગાયન સાંભળવાની તેને ભારે ઉત્કંઠા હતી. ખોળતાં ખોળતાં તેને માલમ પડ્યું કે શ્રી કાલિકાના નાટ્ય મંદિરમાં તે એકલા આંટા મારતા હતા. માતાજીના મંદિરમાં મૂર્તિની બેઉ બાજુએ દીવા બળતા હતા. વિશાળ નાટ્ય મંદિરમાં પણ એક દીવો બળતો હતો. પ્રકાશ ઝાંખો હતો. પ્રકાશ અને અંધકારના મિશ્રણથી જેવો દેખાવ થાય છે તેવો દેખાવ નાટ્ય મંદિરનો હતો.

મ ઠાકુરનું ગાયન સાંભળી મોહિત થયો છે; જાણે મંત્ર મુગ્ધ સર્પ. હવે ઠાકુર પાસે જઇ જરા બ્હીતો બ્હીતો પૂછે છે, "મહારાજ, આજે ભજન ગવાશે ??"

ઠાકુર જરા વિચાર કરી કહે, "ના, આજે ભજન નથી ગાવાં". એમ કહેતાં મનમાં એકાએક યાદ આવ્યું હોય તેમ તેમણે કહ્યું. "તો પણ એક કામ કર. હું કલકતામાં બળરામને ઘેર આવવાનો છું. ત્યાં ભજન ગવાશે. ત્યાં તું આવજે."

મ કહે "જેવી આજ્ઞા".

**શ્રી રામકૃષ્ણ**—"તું બળરામ બસુને ઓળખે છે? તેં તેમનું ઘર જોયું છે?" મ કહે. "ના મહારાજ". શ્રી રામકૃષ્ણ કહે, "શું બોઝવાડામાં બળરામ બોઝનું ઘર નથી જોયું?"

મ કહે, "નાજી. પણ પૂછતો પૂછતો આવીશ"

**શ્રી રામકૃષ્ણ**—(મની સાથે નાટય મંદિરમાં ફરતાં ફરતાં)

તું મારે વિશે શું ધારે છે?

"ઠીક, તને એક વાત પૂછવી છે. મારે વિષે તું શું ધારે છે?"

મ બોલ્યા ચાલ્યા વગર વિચારમાં ગરકાવ થઇને ઉભો રહે છે. ઠાકુર બીજી વાર પૂછે છે "તને શું લાગે છે? મને કેટલા આના જ્ઞાન થયું છે?" મ કહે, "આનાની વાત તો હું જાણતો નથી પણ આવું જ્ઞાન, પ્રેમભકિત, શ્રદ્ધા, વૈરાગ્ય અને ઉદારતા કદિ કોઇ ઠેકાણે જોઇ નથી."

ઠાકુર રામકૃષ્ણ હસવા લાગ્યા.

આ પ્રમાણે કેટલીક વાતચીત થયા પછી મએ પ્રણામ કરીને રજા માગી. ઠેઠ બારણા સુધી ગયા પછી કાંઇ સાંભરી આવ્યું તેથી તે પાછો આવ્યો અને નાટય મંદિરમાં શ્રી રામકૃષ્ણની પાસે જઇને ઉભો રહ્યો.

**શ્રી રામકૃષ્ણ**—"કેમ પાછો આવ્યો?"

**મ**—"જી, બલરામ બસુ કોઇ મોટા માણસ હશે. મને તેમના ઘરમાં વખતે ન પણ જવા દે. માટે હું તો ત્યાં નહિ આવું. હું તો અહિંજ આપને મળી જઇશ."

**શ્રી રામકૃષ્ણ**—"ના. ના. આવજે. મારૂં નામ દઇને કહેજે. કે હું તેમને મળવા આવ્યો છું."

મ " જેવી આજ્ઞા " કહી ફરીથી પ્રણામ કરી રજા લઇ ઘેર ગયો.

---

# પરમહંસ રામકૃષ્ણ સુધાસિંધુ.

## પ્રથમ ખંડ—દ્વિતીય અંજલિ.

( કેશવચંદ્ર સેન સાથે ઠાકુર રામકૃષ્ણનો નૌકા વિહાર, વાર્તાલાપ, અને આનંદ. )

સમાધિ

આજે લક્ષ્મીપૂજનનો મહોત્સવ છે. ઈ સ, ૧૮૮૨, ૨૭ મી ઑકટોબર, શુક્રવાર. ઠાકુર દક્ષિણેશ્વરના કાલિકા મંદિરમાં પૂર્વપરિચિત ઘરમાં બેઠા છે. વિજય ગોસ્વામી અને હરલાલ સાથે વાત કરે છે. એવામાં એક જણ આવીને કહે, " બાબુ કેશવ સેન સ્ટીમરમાં બેસી ઘાટ ઉપર આવ્યા છે. " થોડી વારમાં કેશવના શિષ્યો ત્યાં આવી પહોંચ્યા તેમણે ઠાકુરને પ્રણામ કરી કહ્યું, " મહાશય ! નૌકા તૈયાર છે. આપને તેડવા અમે આવ્યા છીએ; જરા ફરવા પધારો. કેશવ બાબુ સ્ટીમરમાં છે અને અમને તેમણે મોકલ્યા છે. "

સાંજના ચાર વાગી ગયા છે. ઠાકુર મછવામાંથી સ્ટીમરપર ચડવા જાય છે. સાથે વિજય છે. હોડીમાં બેસતાં બેસતાં ઠાકુરને સમાધિ આવી જાય છે. એકદમ બાહ્યશૂન્ય.

મ સ્ટીમરમાં ઉભો ઉભો આ સમાધિ–ચિત્ર જુએ છે. તે

ત્રણ વાગ્યાનો કેશવની સ્ટીમરમાં બેસી કલકત્તેથી આવ્યો છે. કેશવ અને રામકૃષ્ણનો સમાગમ અને તેમનો પરસ્પર આનંદ જોવાની તેને ઘણી ઉત્કંઠા છે. તેમની વાતચીત સાંભળવા તે ઘણો ઉત્સુક છે. કેશવે પોતાના સાધુચરિત્રથી અને વાણીની છટાથી મના જેવા અનેક બંગદેશીય યુવકોનું ચિત્ત હરણ કર્યું હતું. અનેક તેને પોતાનો આત્મીય ગણી તેને હૃદયનો શુદ્ધ પ્રેમ અર્પણ કર્યો હતો. કેશવે અંગ્રેજી કેળવણી લીધી છે; પાશ્ચાત્ય ફિલૉસૉફી અને સાહિત્યનું સારું અધ્યયન કર્યું છે. વળી તે દેવ દેવીની પૂજાને 'મૂર્તિ-પૂજા' કહી વખોડે છે. એવો પુરૂષ ઠાકુર રામકૃષ્ણ ઉપર શ્રદ્ધા રાખે અને વારંવાર તેમનાં દર્શન કરવા આવે એ શું વિસ્મયકારક નથી? તેમના મનનો મેળ ક્યાં, કેવી રીતે થયો હશે એ રહસ્ય જાણવા મ અત્યંત કુતૂહલથી વાટ જોઇ રહ્યા હતો. રામકૃષ્ણ પરમહંસ નિરાકારવાદી હતા ખરા પણ તેની સાથે તે સાકારવાદી પણ હતા. તે બ્રહ્મનું ધ્યાન ધરતા પણ તેની સાથે દેવદેવીની મૂર્તિઓનું ફૂલ અને ચંદનથી શ્રદ્ધાપૂર્વક પૂજન કરતા, અને પ્રેમથી મસ્ત બની જઇ ભજન ગાતા અને નૃત્ય પણ કરતા. વળી તે ખાટલા ગોડદાંપર સૂતા; કોરવાળાં ધોતીઆં પહેરતા; કોટ, મોજાં અને કોઇવાર બૂટ પણ પહેરતા; પણ સંસારી નથી. સમસ્ત વ્યવહાર ત્યાગીનો છે તેથી લોક તેમને પરમહંસ કહે છે. આ બાજુએ કેશવ ચુસ્ત નિરાકારવાદી; સ્ત્રીપુત્રાદિકની સાથે સંસારમાં રહે છે; અંગ્રેજીમાં ભાષણ આપે છે; એક વર્તમાન પત્ર ચલાવે છે; અને સંસારનાં કાર્ય કરે છે.

સ્ટીમરમાં કેશવ સહિત સર્વ બ્રાહ્મભક્તો ઠાકુરના

નિવાસની શોભા જોઇ રહ્યા છે. વહાણની પૂર્વ દિશામાં થોડે દૂર એક ઘાટ છે અને મંદિરનું આંગણું છે. ડક્કાની ડાબી બાજુએ ૭ અને જમણી બાજુએ ૭ એમ દ્વાદશ શિવમંદિર છે. શરદ્ ઋતુનું નીલ આકાશ, ભવતારિણીના મંદિરનું સુવર્ણ શિખર, ઉત્તરમાં પંચવટી અને બીજાં વૃક્ષની ટોચ ચિત્રપટપર દેખાતી હતી. એ નોબતખાનાની વચમાં બગીચો અને તેમાં ઉત્તમ ઉત્તમ પુષ્પ ખીલ્યાં હતાં. નીલ આકાશનું પ્રતિબિંબ તરંગાયમાન થતા જાન્હવીના જળમાં પથરાતું હતું. દ્રશ્ય જગતની મૃદુતા અને બાળભક્તોના હૃદયની મૃદુતા, ઉપર સુંદર, સુનીલ, અનંત આકાશ, સામે સુંદર દેવમંદિર, નીચે પવિત્ર સલિલા ભાગીરથી, જેને તીરે આર્ય ઋષિગણો ભગવાનનું ધ્યાન કરતા, વળી આવનાર એક મહાપુરુષ જાણે મૂર્તિમાન સનાતન ધર્મ, આવું પવિત્ર દર્શન મહા સદ્ભાગ્યનું ફળ છે. આવા સ્થળમાં, આવા ભક્તિભરત ભક્તોના સહવાસમાં, સમાધિસ્થ મહાત્માના દર્શનથી કોને ભક્તિ રસનો ઉદય ન થાય, કયું પાષાણ હૃદય ના પીગળે !

---

## પરિચ્છેદ ૨.

वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥

गीता. २, २२

હોડી આવી પહોંચી. બધા ઠાકુર રામકૃષ્ણનાં દર્શન કરવા આતુર હતા. ભીડ થઇ ગઈ. ઠાકુરને સલામત ઉતા-

સમાધિ. રવા માટે કેશવ બાબુ દોડધામ કરવા લાગ્યા. તેમને મહા મહેનતે જરા શુદ્ધિમાં આણી વહાણના કૅબીનમાં લાવ્યા, તોપણ ભાવસ્થ હતા. એક ભક્તનો આધાર લઇ લથડતે પગે ચાલતા હતા. એવી અવસ્થામાં તે કૅબીનમાં દાખલ થયા. કેશવ વગેરે ભક્તોએ પ્રણામ કર્યા પણ હજી શુદ્ધિ નથી. ત્યાં એક ટેબલ અને થોડી ખુરશીઓ હતી એક ખુરશી પર ઠાકુરને બેસાડયા. બીજી કેશવ બાબુએ લીધી. વિજય પણ બેઠા. બીજા ભક્તો જેને જ્યાં ફાવ્યું ત્યાં જમીનપર બેસી ગયા. ઘણાકને જગ્યા મળી નહિ. તેઓ બહાર ઉભા ઉભા ડોકીઆં કરતા હતા.

ઠાકુર બેઠા કે તરત બીજીવાર સમાધિ આવી ગઇ. સંપૂર્ણ બાહ્ય શૂન્ય. સઘળા ટગર ટગર જુએ છે. કેશવે જાણ્યું કે ઓરડામાં ઘણી ભીડ થઇ છે તેથી ઠાકુરને બેચેની લાગશે. તેથી તે ઉઠીને બારીઓ ઉઘાડી નાંખે છે.

વિજય હમણાં થોડા વખત થયાં કેશવના મંડળનો ત્યાગ કરી સાધારણ બ્રહ્મસમાજમાં જાય છે, અને કેશવની પુત્રીના લગ્ન ઇત્યાદિ વિષય વિરુદ્ધ જાહેરમાં તેની સામે ભાષણ આપે છે. તેથી આ સ્થળે વિજયને મળવા કેશવચંદ્ર તૈયાર હતા નહિ.

બ્રાહ્મભક્તો એકી નજરે જોઇ રહ્યા છે. ઠાકુરની સમાધિનો આખરે ભંગ થયો, તોપણ હજી તે સંપૂર્ણ અંશે ભાવસ્થ હતા. ઠાકુર એકલા એકલા અસ્ફુટ સ્વરથી બોલે છે, "મા ! મને અહિં કેમ આણ્યો ? તેઓ સખ્ત બંધનમાં પડયા છે. તેમાંથી શું મારા વડે તેમનો છુટકારો કરી શકાશે ?"

ઠાકુર શું જુએ છે કે સંસારનાં મનુષ્યો કારાગૃહમાં બંધાઇ ગએલાં છે, છૂટાં થઈ શકતાં નથી; બહારનો પ્રકાશ જોઇ શકતાં નથી; સર્વના હાથ પગ સંસારની જંજાળ વડે બંધાયલા છે. તેઓ માત્ર પોતાના ઘરમાંની વસ્તુઓ જોઈ શકે છે અને તેથી મનમાં સમજે છે કે જીવનનું ઉદ્દેશ્ય દેહનું સુખ અને સંસારનાં કાર્ય—કનક અને કામિની! તેથી શું તે કહેતા હશે કે મને અહિં શા માટે આણ્યો? તેઓ સખ્ત બંધનથી બંધાઇ ગએલાં છે. મારાથી તેમને છોડવી શકાશે?

ઠાકુરને ધીરે ધીરે બાહ્યજ્ઞાન થયું. ગાજિપુરના નીલ માધવ તથા એક બ્રાહ્મભક્ત તેમની સાથે *પાઉહારી મહારાજની કથા કરવા લાગ્યા.

એક બ્રાહ્મભક્ત—"મહારાજ, આ લોકોએ પાઉહારી મહારાજનાં દર્શન કર્યાં છે. તે ગાઝીપુર રહેછે, આપના જેવાજ છે"

ઠાકુરથી હમણાં બોલાતું નથી. માત્ર જરા હસ્યા.

બ્રાહ્મભક્ત—"મહાશય, પાઉહારી બાવાએ પોતાના ઓરડામાં આપની છબિ પણ રાખી છે."

ઠાકુર જરા હસીને પોતાના દેહને આંગળીથી બતાવી કહ્યું, "ખોળીયું."

---

## પરિચ્છેદ. ૩

यत् सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यंच योगं च यः पश्यति स पश्यति ॥

गीता ५. ५.

---

* થોડા સમય પર થઈ ગએલા એક સિદ્ધ પુરૂષ.

"એ તો તકીઓ અને તેનો ગલેપ". દેહી અને દેહ. ઠાકુર કહે છે કે દેહ નશ્વર છે; સ્થાયી નથી. દેહની અંદર જે દેહી રહેલો છે તે અવિનાશી. તેથી દેહની છબિથી શું વળ્યું? દેહ અનિત્ય વસ્તુ છે. તેનાપર પ્રેમ રાખ્યાથી શો લાભ? માટે જે અંતર્યામી પ્રભુ મનુષ્યના હૃદયમાં રહ્યા છે તેનું પૂજન કરવાની જરૂર છે.

જ્ઞાનયોગ, ભક્તિ યોગ, અને કર્મ યોગની એકતા.

હવે ઠાકુર મૂળ પ્રકૃતિ પર આવ્યા જણાતા હતા. તેમણે કહ્યું, " પણ એક વાત સ્મરણમાં રાખવા જેવી છે. ભક્તનું હૃદય પરમાત્માનુ નિવાસ સ્થાન છે. તે સર્વ ભૂત માત્રમાં વસે છે ખરા પણ ભક્તના હૃદયમાં તે વિશેષ રૂપે હોય છે. જેમ કોઇ જમીનદાર તેની જમીનદારીનાં તમામ સ્થાનમાં રહી શકે છે પણ અમુક દિવાનખાનામાં તે ઘણીવાર બેઠેલો જોવામાં આવે છે, એવુ લોક કહે છે. ભક્તનું હૃદય ભગવાનનું દિવાનખાનુ છે. (બધા પ્રસન્ન થાય છે)

## એક ઇશ્વર—નામ જૂદાં.

"જ્ઞાની જેને **બ્રહ્મ** કહે છે, યોગી તેને **પરમાત્મા** કહે છે અને ભક્ત તેને **ભગવાન** કહે છે. એક બ્રાહ્મણ છે. જ્યારે પૂજા કરે છે ત્યારે તેનું નામ પૂજારી, જ્યારે રસોઇ કરે છે ત્યારે રસોઇઓ કહેવાય છે; જે જ્ઞાની પુરૂષ જ્ઞાનયોગનું અવલંબન કરે છે, તેઓ 'નેતિ નેતિ' એ પ્રમાણે તર્ક કરે છે. બ્રહ્મ આ નથી, તે નથી, જીવ નથી, જગત નથી, એમ વિચાર કરતાં કરતાં જ્યારે મન સ્થિર થાય છે, જ્યારે તેનો લય થાય છે ત્યારે સમાધિની સ્થિતિ પ્રાપ્ત થાય છે, ત્યારે બ્રહ્મજ્ઞાન મળે છે. **બ્રહ્મ સત્ય અને**

જગત્ મિથ્યા એવી બ્રહ્મજ્ઞાનીની ધારણા સાચી છે. નામ રૂપ એ સર્વે સ્વપ્નવત્ છે; બ્રહ્મ શું છે તે મ્હોડેથી કહી શકાયજ નહિ; તે એક વ્યક્તિ છે તેમ પણ કહેવાય નહિ."

"જ્ઞાનીઓનો—અદ્વૈતવાદી વેદાંતીઓનો હમણાં કહ્યો તેવો મત છે. પણ જેઓ ભકત છે તેમનો મત જુદો છે. તેઓ જગત્‌ને સ્વપ્નવત્ કહેતા નથી. તેઓ કહે છે કે આ જગત્ ભગવાનનું ઐશ્વર્ય છે. આકાશ, નક્ષત્ર, ચંદ્ર, સૂર્ય, પર્વત, સમુદ્ર, જીવજન્તુ એ સર્વે ઇશ્વરે ઉત્પન્ન કર્યાં છે. તેમના વડે ભગવાનનું ઐશ્વર્ય જણાય છે. તે સર્વેની અંદર હૃદયમાં છે અને વળી બહાર પણ છે. ઉત્તમ ભકત કહેશે કે ઇશ્વર પોતે જીવ, જગત્ અને ચોવિશ તત્ત્વોરૂપે આપણને દર્શન આપે છે. ભકત ખાંડનો સ્વાદ લે છે; ખાંડ બની જતો નથી.* (બધા હસે છે)

"ભકતનો ભાવ કેવો હોય છે? 'હે ભગવાન! તમે મારા સ્વામી છો, હું તમારો દાસ છું; તમે માતા અને હું તમારો પુત્ર છું. અથવા 'તમે પૂર્ણ છો, હું તમારો અંશ છુ. 'હું બ્રહ્મ છું' એવું કદિ ભકત કહેતો નથી."

"યોગી પણ પરમાત્મા સાથે સાક્ષાત્કાર કરવાને યત્ન કરે છે. તેનો હેતુ જીવાત્મા અને પરમાત્માનો યોગ કરવાનો છે. યોગી વિષયમાંથી મન વાળી લઇને પરમાત્મામાં મનને સ્થિર કરવાનો પ્રયત્ન કરે છે. માટે શરૂઆતમાં એકાંતમાં જઇ, આસન વાળી, અનન્ય ચિત્તથી ધ્યાન ધારણા કરે છે."

---

* ભગવાનને પોતાનાથી જુદા માની તેમની ભક્તિ કરી આનંદનો ઉપભોગ કરે છે. પોતે શિવરૂપ થવાની ઇચ્છા કરતો નથી.

"પણુ વસ્તુ એક છે. નામમાંજ ભેદ છે. જે બ્રહ્મ, તેજ પરમાત્મા, તેજ ભગવાન. જ્ઞાનીનો બ્રહ્મ, યોગીનો પરમાત્મા અને ભક્તનો ભગવાન એકજ છે.

---

## પરિચ્છેદ ૪

त्वमेव सूक्ष्मा त्वं स्थूला व्यक्ताव्यक्तस्वरूपिणी ।
निराकारापि साकारा कस्त्वां वेदितुमर्हति ॥

महानिर्वाण तंत्र.

આ બાજુએ સ્ટીમર કલકત્તા તરફ પ્રયાણુ કરતી હતી. ઓરડામાં જેઓ રામકૃષ્ણુજીનું દર્શન કરતા હતા, જેઓ તેમની અમૃતમયી કથાનું શ્રવણુ કરતા હતા તેમને સ્ટીમર ચાલે છે કે નહિ તેની ખબર પડતી નહતી. ભ્રમર ફૂલ ઉપર બેઠા પછી શું ગણુગણુ કરે છે ? નહિ તે એક ચિત્તે રસ ચૂસે છે.

દક્ષિણેશ્વર પુષ્કળ દૂર રહી ગયું. સુંદર દેવાલયની છબિ હૃદયપટ ઉપરથી જતી રહી. સ્ટીમરના ચક્રના આઘાતથી ભાગીરથી તરંગાયમાન થતી, ફીણુ અને કલ્લોલથી પૂર્ણુ દેખાવા લાગી. પણુ એ કલ્લોલનો ધ્વનિ ભક્તોના કાનમાં પહોંચતો ન હતો. તેઓ મુગ્ધ થઇને એક હસમુખા, સ્નિગ્ધનેત્રવાળા, પ્રિયદર્શન અદ્ભૂત યોગીને નિહાળતા હતા. તેઓ મુગ્ધ થઇને એક પ્રેમમસ્ત, સર્વત્યાગી વૈરાગીને જોતા હતા—જે ઇશ્વર સિવાય બીજું કશું જાણુતા નથી. ઠાકુરનું સંભાષણુ આગળ ચાલે છે.

**શ્રી રામકૃષ્ણ**—"વેદાન્તવાદી બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય, જીવ, જગત્ એ સર્વ ભગવાનની શક્તિના ખેલ છે. વળી તેઓ કહે છે કે વિચાર કરતાં કરતાં આ સઘળું જગત્ સ્વપ્નવત્ જણાય છે; બ્રહ્મ એકજ સત્ય છે; બાકી સઘળું અસત્ય છે. શક્તિ પણ સ્વપ્નવત્, અવસ્તુ છે."

"પણ ગમે તેટલો વિચાર કરો પરંતુ સમાધિસ્થ થયા વગર શક્તિના પ્રદેશમાંથી *(દશ્ય જગતમાંથી) બહાર જવાતું નથી, અને ત્યાં સુધી સત્ય જ્ઞાન મળતું નથી. 'હું ધ્યાન કરૂં છું', 'હું વિચાર કરૂં છું,' એ સર્વ વ્યાપાર શક્તિના પ્રદેશની. શક્તિના ઐશ્વર્યની મર્યાદામાં રહીનેજ."

"માટે બ્રહ્મ અને શક્તિમાં ભેદ ન સમજવો. એકને માનીએ તો બીજાને માનવાની ફરજ પડે છે. જેમ અગ્નિ અને તેની દાહક શક્તિ—અગ્નિનું અસ્તિત્વ સ્વીકારીએ તો તેની દાહક શક્તિ સ્વીકાર્યા વગર ચાલે નહિ; અને અગ્નિને ન માનીએ તો એકલી દાહક-શક્તિ પણ સંભવે નહિ. એ પ્રમાણે સૂર્યને ન સ્વીકારીએ તો સૂર્યના તેજને પણ રદ કરવું પડે અને તેજને રદ કરીએ તો સૂર્ય પણ રદ થાય. સૂર્ય અને તેનું તેજ, અગ્નિ અને તેની દાહકશક્તિ છૂટાં પાડી શકાતાં નથી. તેમ પરબ્રહ્મનું તેની શક્તિનું અવલંબન કર્યા વિના અસ્તિત્વ અનુભવી શકાતું નથી."

"દૂધ કેવું હોય છે? લોક કહે છે કે દૂધ ધોળું છે. પણ દૂધને મનમાંથી કહાડી નાંખી, દૂધનો આધાર લીધા વગર એકલી ધોળાશ-

---

*આની સાથે સરખાવો Kant નું Critique of Pure Reason. Categories થી મુક્ત થયા સિવાય જ્ઞાન સંભવે નહિ.

નો ખ્યાલ આવી શકશે? દૂધ ઇત્યાદિ ધોળી વસ્તુથી છૂટી પાડેલી એકલી ધોળાશનો અને ધોળાશ વગરના દૂધનો ખ્યાલ આવી શકેજ નહિ."

"લીલામયી આદ્યશક્તિ સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે તેનુંજ નામ **કાળી.**"

"**કાળી એજ બ્રહ્મ અને બ્રહ્મ એજ કાળી.** બેઉ એકજ વસ્તુ છે. જ્યારે તે નિષ્ક્રિય હોય છે, સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય એમાંનું કાંઈ પણ કાર્ય કરતો નથી ત્યારે તેને બ્રહ્મ છે. જ્યારે તે એ સર્વ કાર્ય કરે છે ત્યારે તેને **કાળી** અથવા **શક્તિ** કહું છે. બેઉ એકજ વ્યક્તિ છે. માત્ર નામ, રૂપમાં ભેદ છે. જેમ જળ, વૉટર અને પાની. એક સરોવરને ત્રણ ચાર ઘાટ છે. એક ઘાટે હિન્દુ લોક પાણી પીએ છે, તેઓ કહે છે કે 'જળ'. બીજા ઘાટ પર મુસલમાન પાણી પીએછે; તેઓ કહેશે કે 'પાની'. ત્રીજા ઘાટપર સાહેબ લોક પાણી પીએછે, તેઓ કહેશે કે 'વૉટર.' તે બ્રહ્મ એકજ છે. કેવળ નામમાં તફાવત છે. કોઇ કહેશે 'અલ્લા' કોઇ કહેશે 'ગૉડ'; કોઇ કહેશે 'બ્રહ્મ'; કોઇ કહે 'કાળી'; કોઇ વળી રામ, હરિ, દુર્ગા, જીસસ પણ કહે છે."

**કેશવ**—(સહાસ્ય) કાળી કેવા પ્રકારની લીલા કરે છે તે જરા કહો તો ખરા?

**શ્રી રામકૃષ્ણ**—( હસતાં હસતાં ) " તે નાના પ્રકારની લીલા કરે છે. તે **મહાકાળી, નિત્યકાળી, શ્મશાન કાળી, રક્ષાકાળી,** અને **શ્યામા કાળી,** રૂપે ક્રીડા કરે છે. **મહાકાળી અને નિત્ય** કાળીની

**મહાકાળી અને સૃષ્ટિ પ્રકરણ.**

કથા તંત્ર શાસ્ત્રોમાં આવે છે. જ્યારે સૃષ્ટિ નહોતી ઉત્પન્ન થઈ; ચંદ્ર, સૂર્ય, ગ્રહ, પૃથ્વી હતાં નહિ; ગાઢ અંધકાર સર્વત્ર વ્યાપી રહ્યો હતો, તે સમયે નિરાકાર મહાકાળી મહાકાળ સાથે વિરાજતી હતી. શ્યામાકાળી માતામાં અનેક કોમળ હૃદયના ભાવ રહેલા છે. લોકોમાં તેનું પૂજન થાય છે. જ્યારે પ્લેગ, દુષ્કાળ, ધરતીકંપ, મોંઘવારી, રેલ વગેરે ઉપદ્રવ થાય છે ત્યારે રક્ષાકાળીનું પૂજન લોકો કરે છે. શ્મશાન કાળી એ સંહાર મૂર્તિ છે. મૂડદાં, શિયાળ, ડાકણો, જોગણીઓ સાથે તે શ્મશાનમાં રહે છે. રુધિરની ધારા, ગળામાં મુંડમાળા અને કેડે માણસના હાથનો કંદોરો એવાં કમકમાટ ઉપજાવે એવાં ભયંકર આભુષણો પહેરી, ભયાનક સ્થાનમાં મહાભીષણ સ્વરૂપે રહે છે. ”

"જ્યારે જગતનો નાશ થાય છે, મહા પ્રલયનો સમય આવે છે ત્યારે માતા સૃષ્ટિનું બીજક સંઘરી રાખે છે. જેમ ઘરરખુ સ્ત્રી એક ઘડામાં ચીંથરે બાંધીને નાની ઉપયોગની વસ્તુઓ સંઘરી રાખે છે તેમ જગતની માતા સૃષ્ટિની સઘળી વસ્તુઓનું બીજ સાચવી રાખે છે." ( કેશવ તથા બીજા ભક્તો હસે છે. )

**શ્રી રામકૃષ્ણ**—( હસતા હસતા ) "હા. હા. ઘરરખુ સ્ત્રીઓ એક ઘડામાં સમુદ્રફીણ, વડીઓ, કાચલીઓ, દૂધીનાં, કાકડીનાં, ભીંડાનાં વગેરેનાં બીયાં, સૂંઠ, મરી એવી એવી હજાર જાતની ચીજોની નાની પોટલીઓ બાંધીને રાખી મૂકે છે. ખપ પડે ત્યારે છોડે છે. તેમ બ્રહ્મમયી માતા સૃષ્ટિના નાશ વખતે સર્વ બીજ સાચવી રાખે છે."

"આદ્યશક્તિ જગતની અંદર છે અને જગતથી પર પણ

કરોળિયો અને જાળું.

છે.* જગત્‌નો પ્રસવ કરે છે છતાં જગત્‌ની અંદર રહે છે. વેદમાં ઊર્ણનાભિની કથા આવે છે. કરોળીઓ અને તેનું જાળું. તે પોતાના શરીરમાંથી જાળ બહાર કહાડે છે અને પાછો પોતે તેના પર રહે છે. ઇશ્વર જગત્‌નું આધાન અને આધેય બેઉ છે."

કાળી નિર્ગુણ અને સગુણ.

**શ્રીરામકૃષ્ણ**—"કાળી શું રંગે કાળી છે? ના. એ તો દૂરથી દેખાય છે. તેને જાણ્યા પછી કાળી નથી દેખાતાં આકાશ દૂરથી નીલવર્ણું દેખાય છે. પાસેથી જુઓ, કશો રંગ નથી. સમુદ્રનું જળ પણ દૂરથી ભૂરૂં દેખાય છે. પાસે જાઓ અને ખોબામાં લઇને જુઓ, કોઈ પણ જાતનો રંગ જોવામાં આવશે નહિ. આ વાત કરતાં કરતાં પ્રેમોન્મત્ત થઇ ઠાકુર રામકૃષ્ણે ગાયું—

નામે કાળી પણ રંગે ન કાળી,
સમજ મન! માતા મારીરે. ટેક.
કાળરૂપિણી દિગંબરી મા,
હૃદય ઉજ્જવલ કરનારીરે. નામે૦—

---

## પરિચ્છેદ ૫.

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥**

**ગીતા, ૭, ૧૩.**

---

* યુરોપિયન ફિલોસોફી પ્રમાણે Imminent અને Transcendent,

**શ્રીરામકૃષ્ણ**—(કેશવ વગેરે ભક્તો તરફ) "મોક્ષ અને બંધન કરનાર પણ તેજ છે. તેની માયા વડે સંસારી જીવ કામિની અને કાંચનમાં લુબ્ધ થાય છે; વળી તેનીજ દયા વડે મુક્ત પણ થાય છે. 'તેજ ભવબંધન કાપનારી તારિણી છે.' એમ કહી ઠાકુરે ગંધર્વને લજ્જિત કરે એવા દિવ્ય સ્વરથી *રામપ્રસાદનું એક ગીત ગાયું:—

સંસાર કેમ રચ્યો ?

+ભવસંસાર બજારે મા, ×કનકવો ભલો ચગાવ્યોજી, ટેક.
તૃષ્ણા વાયુ બળે ઉડયો ને, માયા રસી બંધાયોરે મા,
અસ્થિ માંસના ખોખા ઉપર ત્વચા પડે જકડાયો. ભવ૦
ત્રણ ગુણથી નિર્માણ કર્યો ને, અદ્‌ભૂત ઘાટ ઘડાયોરે મા,
વિષય વાસના માંજો પાઇ, કર્કશ દોર બનાવ્યો. ભવ૦
લાખ પતંગમાં કોઇ એક તૂટે, હસી હસી તાળી પાડેરે મા,
પ્રસાદ કહે જે કો નર છૂટે, ઉડી પડે મા ખોળે. ભવ૦

"તે લીલામયી છે; આ સંસાર તેની લીલા છે; તે ઇચ્છામયી છે, આનંદમયી છે. લાખમાંથી એકાદને મુક્તિ મળે છે.

**એક બ્રાહ્મભક્ત**—"મહારાજ ! તે ધારે તો સર્વને મુક્ત કરી શકે. ત્યારે શા માટે અમારા જેવાને સંસારમાં તેણે બાંધી રાખ્યા હશે વારૂ ?"

---

*બંગાળાનો સુપ્રસિદ્ધ ભક્ત કવિ. એનાં કાવ્યો માતાની ઉપાસના તથા રાધાકૃષ્ણના પ્રેમ અને વિરહ વિષે લખાયાં છે વળી તેમાં તંત્રશાસ્ત્રનાં ભેદી રહસ્યો પણ ઘણાં છે.

+'કાલકા અજબ ઝપાટા બે કે તું ક્યા બને લડકા બે' એ કબીરના પદની ધૂનમાં. ×નરદેહ.

**શ્રીરામકૃષ્ણ**—"તેની એવી મરજી છે. આપણા બધાને લઇને રમવાની તેની મરજી છે. એનઘેન ડાહીના ઘોડાની રમતમાં પોતાની આંખ બંધ કરનારને જે ઓળખી જાય છે તેને માથે દાન આવતું નથી. તે રમતમાંથી છૂટો થઇ જાય છે બીજાં બધાં છોકરાં રમત રમે છે. આપણી સાથે રમવામાં માને આનંદ થાય છે. બધાને માથેથી જો દાન જતું રહે તો રમત શી રીતે ચાલે! ત્યારે તો મા નારાજ થાય. માટે 'લાખ પતંગમાં કોઇ એક તુટે, હસી હસી તાળી પાડે.' (સઘળા હર્ષ પામે છે)

"તેણે આત્માને આંખનો ઇસારો કરી કહ્યું છે કે 'જા જઇને સંસાર માંડ.' હવે જીવનો શો દોષ! તે પાછી જ્યારે કૃપા કરીને મનની વૃત્તિ બદલી નાંખે ત્યારે વિષયમાંથી મન ઉઠી જાય અને તેના પાદપદ્મમાં ચિત્તવૃત્તિ સ્થિર થાય ઠાકુર સંસારીની માફક માની પાસે પોતાનાં વીતક ગાય છે—

(મને વ્રજવાસ છે વ્હાલોરે—એ રાગ.)

માડી મારી પાસેની પાસેરે, ચોર[1] ઠગી તોયે જાગેરે,
સાચવું સારી રાતડી તોયે, અંતે હાની થાય;
મુઝારો એ મારો માડીરે, કૃપા કરી કાપશો ક્યારેરે! ટેક૦
ભાવ ધરૂં તારૂં નામ લેવાનો, સમો આવ્યે વિસરાય.
એ સઉ તારા ખેલ કપટ છે, જાણ્યું નિશ્ચે મન માંય,
માયાના મોહથી માડીરે, કૃપા કરી આપ ઉગારોરે માડી૦

---

* આની સાથે સરખાવો ગીતાનું વચન.

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।** ઇત્યાદિ

૧. ઇંદ્રિયોના વેગ.

આપ્યું મને નહિ તેથી તને નહિ, નૈવેદ્યના ઉપહાર,
આપ્યું હતે તો દેત ખુશીથી, તારા તને શણગાર,
નથી એમાં મારૂં કાંઇરે, તારા વડે પૂજન તારૂંરે. માડી૦
સુયશ, અપયશ, સુરસ, કુરસ સર્વ છે આજી તમારૂં,
ઉત્તમ ભાવ હૃદયમાં જાગે, પલટી તેને કરો ધાર્યું,
બુદ્ધિ મને આપી તોયેરે, કર્યો મને નૈન ઇસારોરે. માડી૦

"તેથી માયા મોહવશ થઇ મનુષ્ય સંસારમાં રહે છે અને અસત્યને સત્ય કરી માને છે.

**બ્રાહ્મભક્ત**—"મહારાજ! સર્વસ્વ ત્યાગ કર્યા વગર ઇશ્વરને પામી શકાય?

**શ્રીરામકૃષ્ણ**—(સહાસ્ય) "નહિ નહિ. તમને સર્વસ્વ ત્યાગ કરવાનું કોણ કહે છે? તમે આનંદમાં રહો તો એમાં ખોટું શું છે? તમને નૉકસ નામની ગંજીફાની રમત આવડે છે?* મેં ઘણા હાથ કર્યા તેથી હું રમત હાર્યો છું. તમે ચતુર છો. કોઇએ દશ હાથ કર્યા, કોઇએ પાંચ કર્યા, કોઇએ છ કર્યા. વધારે હાથ કરશો તો મારી માફક રમત હારી જશો. રમત ચાલે છે તે ઠીક ચાલે છે. ગભરાશો નહિ. (હસાહસ) હું સત્ય કહું છું કે તમે સંસારી છો તેમાં દોષ નથી. માત્ર તમારે મન ઇશ્વરમાંજ પરોવવું જોઇએ. તેમ ન કરીએ તો ન ચાલે. એક હાથે વ્યવહારનાં કાર્ય કરો, બીજો હાથ પ્રભુના ચરણ પર રાખો. વ્યવસાય ન હોય ત્યારે બે હાથે તેનાં ચરણ પકડી હૃદયપર રાખો."

કર્મયોગ, નિષ્કામ કર્મ.

---

* આ રમતમાં બરાબર સત્તર હાથ જીતે તોજ જીત્યા કહેવાય. વધારે હાથ જીતાય તો પણ હાર્યા કહેવાય.

"એ તો બધું મનને લઈને છે. મન મુક્ત છે અને મન બંધાયલું છે. મન જે રંગમાં રંગાય તે રંગમાં તમે રંગાયા કહેવાઓ. ધોબીએ ધોએલું કપડું ધોળું હોય છે તેવું મન છે. લાલ રંગમાં બોળો એટલે લાલ થશે; ભૂરા રંગમાં બોળશો એટલે ભૂરૂં દેખાશે; જે રંગે રંગશો તેવું તે દેખાશે. જુઓને. અંગ્રેજી જેઓ ભણે છે તેમનાથી અંગ્રેજીમાં એની મેળે બોલાઈ જવાય છે. (હસાહસ) બૂટ મોજાં પહેરે છે અને બાબરાં રાખે છે. જાણે ખુદ અંગ્રેજ. વળી જો સંસ્કૃત ભણીને કોઈ પંડિત થાય તો એકલો એકલો શ્લોકજ બોલ્યા કરે છે. મનને જો કુસંગમાં રાખીએ તો તેવાજ પ્રકારની વાતચીત અને વિચાર આપણાથી કરાય છે. જો આપણે ભક્તના સહવાસમાં રહીએ તો તેથી કરીને ઇશ્વરનું ધ્યાન, હરિકથા વગેરે આચરણ અનાયાસે કરાય છે."

"મનને લીધેજ બધું છે. એક બાજુએ સ્ત્રી અને એક બાજુએ છોકરાં છે. સ્ત્રીના તરફ આપણો એક પ્રકારનો ભાવ રહે છે અને છોકરાં તરફ જુદાજ પ્રકારનો ભાવ હોય છે. પણ મન એક છે.

---

## પરિચ્છેદ ૬.

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वाम् सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

गीता. १८, ६६.

**શ્રી રામકૃષ્ણ**—(બ્રાહ્મભક્તોને) "મનથીજ બંધન છે અને

મનથીંજ મુક્તિ છે. હું મુક્ત છું. સંસારમાં રહું કે અરણ્યમાં રહું તેમાં મને બંધન શેનું? હું ઈશ્વરનો બાળક છું. રાજરાજેશ્વરનો પુત્ર છું. મને બાંધનાર કોણ છે? જો સાપ કરડે તો ઝેર ઉતારવાનો સરસ ઉપાય એ છે કે 'મને ઝેર ચડયુંજ નથી', 'ઝેર છેજ નહિ'; એવી દૃઢતાપૂર્વક ધારણા કરવી. તેમ 'હું બંધાયલો નથી, હું મુક્ત છું" એવી ધારણા કરતાં કરતાં લાંબે વખતે તેવા થવાય છે એટલે મુક્ત થવાય છે.

**ખ્રિસ્તિ ધર્મ અને બ્રાહ્મસમાજ.**

"એક વાર ખ્રિસ્તિ ધર્મનું એક પુસ્તક કોઇએ મને આપ્યું. મેં કહ્યું મને વાંચી સંભળાવો. બસ તેમાં ફક્ત એકની એકજ વાત—પહેલેથી છેવટ સુધી પાપ પાપ ને પાપનીજ વાત. (કેશવપ્રતિ) તમારી બ્રાહ્મસમાજમાં માત્ર પાપનીજ વાત આવે છે. જે માણસ 'હું બંધાયલો છું, હું બંધાયલો છું,' એવી ભાવના વારે વારે કરે તે બંધનમાંજ રહે તેમ જે રાત દિવસ 'હું પાપી છું", એવું જે મનન કર્યા કરે તે માણસ પાપીનો પાપીજ રહે."

"ઈશ્વરના નામ ઉપર એટલો વિશ્વાસ હોવો જોઇએ કે 'મેં તેનું એકવાર નામ લીધું હવે મારામાં પાપ કેવું? હવે મને પાપ શું કરવાનું છે? હવે હું મુક્ત છું.' એવી મનમાં ખાત્રી થાય. કૃષ્ણકિશોર પરમ ધાર્મિક હતા. મોટા આચારનિષ્ઠ બ્રાહ્મણ હતા. તે એકવાર વૃન્દાવન ગયા હતા. એક દિવસ ફરતાં ફરતાં તેમને તરસ લાગી. તેમણે જોયું કે કુવાપર એક સ્ત્રી પાણી ભરતી હતી. તેમણે કહ્યું કે બાઇ, મને એક ઘડો ભરીને પાણી આપીશ? તું શી

ન્યાત છે? તેણે કહ્યું "મહારાજ, હું ઢેડા છું." કૃષ્ણકિશોર કહે "ફિકર નહિ. તું શિવ શિવ કહીને પાણી ખેંચ અને મને પા."

"ભગવાનનું નામ લેવાથી મનુષ્યનાં દેહ અને મન સર્વ શુદ્ધ થાય છે. વારે વારે 'પાપ' અને 'નરક'ની વાતો શાને કર્યા કરવી? એકવાર કહેવું કે મેં પાપ કર્યાં છે પણ હવે નહિ કરૂં. અને તેમ કહીને પ્રભુના નામમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી.

ઠાકુર પ્રેમોન્મત્ત થઇ નામ માહાત્મ્ય ગાય છે:—

તારૂં નામ લેતાં મુખથી ભાડી હું મરૂં જો !
ભૂંડા પાતકો તોયે ન લેશ ડરૂં જો !

ઇત્યાદિ.

"હું તો માત્ર માની શુદ્ધ ભકિતજ માગતો હતો હાથમાં ફૂલ લઇ માના પાદપદ્મમાં અર્પણ કરી કહેતો મા, આ પાપ પૂણ્ય સર્વ તમે ગ્રહણ કરો અને મને માત્ર શુદ્ધ ભકિત આપો. લ્યો આ તમારૂં જ્ઞાન અને તમારૂં અજ્ઞાન. આ લ્યો તમારી પવિત્રતા અને તમારી અપવિત્રતા. આ તમારો ધર્મ અને તમારો અધર્મ. મારે તો માત્ર ભકિતજ જોઇએ છે."

રામપ્રસાદનું એક ભજન સાંભળો:—

*મન ચાલોરે, ભવસંસારની વાટે, જાશું મુકિત ધામને ઘાટે;
ચાલો લઇએ મા કલ્પતરૂ ફળ મીઠાં, પુરૂષારથ ચાર અમુલ્ય. ટેક.
પ્રવૃત્તિ નિવૃત્તિ બે નારીરે, નિવૃત્તિનો સાથ સ્વીકારી રે,
પુત્ર વિવેક સાથે લેજોરે, જ્ઞાન ગભીરીરે વાતડી કે'શે વાટે. જાશું૦

* ગિરધારીરે વાત કહું તે વિચારો એ રાગ.

મન મારારે શુચિ અશુચિની સાથે, જ્યારે રે'શો એકજ ભાવે;
જ્યારે થાશેરે એ પર સરખી પ્રીતિ, ત્યારે થાશે માની ઝાંખી.
અહંકાર અવિદ્યા તારાં રે, માતતાતનાં મ્હોં નવ જોવાંરે,
જો મોહ ખેંચે તને વમળેરે, ચૂડ ભરજે રે જ્ઞાનતરૂને બાથે. જાશું૦
બે બકરારે ધર્મ અધર્મ ને માનો. તેને ખેંચીને ખીલે બાંધો.
નવ ગાંઠેરે જો બળ ખૂબ બતાવે, શિર કાપો જ્ઞાન કટારે.
પ્રવૃત્તિ પ્રિયાના પુત્રોરે, તેને દૂર થકી સમજાવોરે;
ના માને બોધ તમારોરે, જ્ઞાન દરિયેરે નાંખો હણી સહુ સાથે. જાશું૦

"સંસારમાં રહીને ઇશ્વર પ્રાપ્તિ કેમ ન કરાય? જનક રાજાને થઇ હતી. એક ભક્ત કહે છે કે સંસાર સ્વપ્નવત્ છે પણ પ્રભુના પાદપદ્મની ભક્તિ પ્રાપ્ત કરે તો સંસાર કેવો છે તે વિષે રામપ્રસાદ કહે છે તે સાંભળોઃ—

સંસાર આ ગુલઝાર તેમાં પ્રેમ પી પ્રેમી બની,
રમવું સુખેથી ઝિંદગી ધોકો નહિ દિલમાં ધરી.
ત્યાગી ઋષિથી શું અધમ છે જનક જેવા રાજવી?
સંસારમાં સરસા રહ્યા ને નેમ શ્રી હરિમાં ધરી.

ગૃહસ્થનો માર્ગ.

"પણ ખાલી ધાંધલ કર્યાથી જનક રાજા થવાતું નથી. જનક રાજાએ નિર્જન સ્થાનમાં બહુ તપસ્યા કરી હતી. સંસારમાં રહીને પણ કોઈ કોઈવાર એકાંતનું સેવન કરવું જોઇએ. માત્ર સંસારથી વિરક્ત થઇને બે ત્રણ દિવસ સુધી પણ ભગવાનનું ઉત્કંઠાથી ભજન થાય તો તે પણ ઠીક છે. વખત મળે તો મહિનામાં એક દિવસ પણ એકાંતમાં જઇ ઇશ્વરનું સ્મરણ

થઇ શકે તો તે પણ સારૂં છે. લોકો સ્ત્રીપુત્રાદિક માટે એક ઘડો ભરીને આંસુ પાડે છે પણ ઇશ્વરના વિરહથી કોણ આંસુ પાડે છે? વારંવાર નિર્જન સ્થાનમાં જઇ ઇશ્વર પ્રાપ્તિને માટે સાધન ભજન કરવું જોઇએ. સંસારમાં રહીને નાના પ્રકારના વ્યવહારમાં ગૂંથાવાથી શરૂઆતમાં મનને સ્થિર કરતાં બહુ મુશ્કેલી નડે છે. નાના છોડવાની આસપાસ વાડ ન કરીએ તો બકરાં ચરી જાય. માટે શરૂઆતમાં જરૂર વાડ કરવી જોઇએ. ઝાડ મોટું થયા પછી તેને વાડની જરૂર રહેતી નથી. પછી તેની સાથે હાથી બાંધીએ તો પણ તેને કાંઇ ઇજા થતી નથી."

સંસારમુગ્ધ જીવન એક પ્રકારનો મહા રોગ છે. સંસારમુગ્ધ જીવ પ્રભુને વિસરી ગયો છે અને કનકકામિનીની મોહજાળમાં બંધાયો છે. તાવવાળા રોગીના ઓરડામાં પાણીનો ઘડો અને અથાણું રાખ્યું હોય તો કાંઇ બાકી રહે! અથાણું ખાવાની પ્રબળ ઇચ્છાને વશ થઇ તે અથાણું ખાય છે અને પછી તરશ લાગવાથી પાણી પીએ છે. હવે એને કદિ આરામ થાય ખરો? જો એને સાજો કરવો હોય અને એનાથી મન ઝાલ્યું ન રહેતું હોય તો તેને બીજા ઓરડામાં સુવાડવો જોઇએ. સંસારબદ્ધ જીવની એવીજ અવસ્થા છે. વિષય એ પાણીનો ઘડો છે અને વિષયભોગતૃષ્ણા એ તરશ છે. અથાણું સાંભરતાં જેમ મ્હોંમાં પાણી આવે છે તેમ સ્ત્રીઆદિ વસ્તુઓપર નજર જતાં મોહવશ જીવના મનમાં વિકારની ઉત્પત્તિ થાય છે. માટે તેને એકાંત રૂપી અનુપાનની બહુ જરૂર છે.

"વિવેક અને વૈરાગ્યની પ્રાપ્તિ કરીને પછી સંસારમાં પ્રવેશ કરવાને હરકત નથી. સંસાર સમુદ્રમાં કામ ક્રોધ વગેરે મગર રહે

છે. પણ શરીરે હળદર ચોળીને જળમાં પ્રવેશ કર્યાથી મગરનો ભય રહેતો નથી. વિવેક વૈરાગ્ય એ હળદર છે. સદસત્ વિચારનું નામ વિવેક છે. ઇશ્વર એજ સત્ય છે. બાકીનું સર્વ અસત્ય છે. ચાર દિવસનું છે."

"વળી ઇશ્વર ઉપર પ્રેમ રાખવાની જરૂર છે. જેવો ગોપીનો શ્રીકૃષ્ણ ઉપર હતો તેવો. સાંભળો એક પદઃ—

સખી વાંસળી વાગીરે, નિકુંજે શ્યામ તણી;
હુંથી પળ ન રે'વાયેરે, પ્રાણ મારા લીધા હરી.
સખી શાને તું ઉભીરે, શ્યામ મારી વાટ જુએ,
ચાલ્ય ચાલ્યને ભુંડીરે, મોંઘી પળ શીદ ખુએ?
તને કૃષ્ણજી લાગેરે, મિથ્યા સુખી સ્વપ્ન સમા,
મને ઘેલીને લાગેરે, વ્હાલા મુજ પ્રાણ સમા.
સખી નાદ બંશીનોરે, માત્ર તને કાને પડે,
મારા અંતર ઉદધિરે, સખિ તે થકી ઉછળે.

અશ્રુપૂર્ણ નેત્રથી આ ગીત ગાતાં ગાતાં ઠાકુર કેશવ વગેરે બ્રાહ્મભક્તોને કહે, "તમે બ્રાહ્મ સમાજના છો, તમે નિરાકાર પ્રભુને ભજો છો અને તેના અવતારને માનતા નથી. પણ તેથી હરકત નથી. રાધા અને શ્રીકૃષ્ણને માનો કે ન માનો પણ ભગવાનને માટે કેવો પ્રેમ, કેટલી ઉત્કંઠા રાખવી જોઇએ તે તમે જરૂર તેમની કથાઓમાંથી શીખો અને તેમના જેવા પ્રેમઘેલા થવા યત્ન કરો. ઉત્કંઠા હશે તોજ પ્રભુનો મેળાપ થશે."

---

# પરિચ્છેદ. ૭.

**संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।**
**ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥**

**गीता, १२, ४.**

ભરતી ઉતરી ગઇ છે આગબોટ સપાટાબંધ કલકત્તા તરફ દોડી જાય છે. હોરાબ્રિજ ઓળંગીને સરકારી બગીચા નજીક આવી પહોંચી છે. એથી જરા આગળ જવાનો કેપ્ટનનો હુકમ થયો છે. આગબોટ કેટલે દૂર આવી પહોંચી તેની અંદરનાઓ ખબર પડી નથી. તેઓ ઠાકુરની વાત સાંભળવામાં એવા ગુલતાન થઈ ગયા છે. દિશા અને કાળનું તેમને ભાન રહ્યું નથી.

કેશવ ઠાકુરને ધાણી અને કોપરૂં ખાવા આપે છે. સઘળા થોડું થોડું ખોળામાં લે છે અને ખાય છે. આનંદનું જાણે બજાર ભરાયું છે અને આનંદ લુંટાઇ જાય છે.

આ વખતે ઠાકુર જુએ છે કે કેશવ અને વિજય બેઉ જણા ઘણા સંકુચિત ભાવથી બેઠા છે ઠાકુરને બેઉ વચ્ચે સલાહ કરાવવાની ઇચ્છા થઇ. "સર્વ ભૂત હિતે રત.'

**શ્રી રામકૃષ્ણ**—(કેશવને) "અરે! આ વિજય આવ્યો છે. તમારો બેઉનો ઝગડો તો જાણે રામ અને શિવનું યુદ્ધ. (હસાહસ) યુદ્ધ પૂરૂં થયું. તેમની વચ્ચે સલાહ પણ થઇ ગઇ. પણ શિવજીનાં ભૂતપ્રેત ગણ અને રામનાં વાંદરાં દાંતીઆં કરતાં અને દાંત કચકચાવતાં બંધ પડયાં નહિ (હસાહસ). તમારી બેઉની વચ્ચે સલાહ

થશે પણ તમારા અનુયાયીઓનો ઝગડો બંધ પડશે નહિ. બાપ દીકરા વચ્ચે પણ તકરાર થાય છે. રામ અને લવકુશની લડાઈ થઇ હતી. વળી મા અને દીકરી જૂદા જુદા મંગળવાર કરે છે મા પોતાના શુભ માટે મંગળવાર કરે છે અને દીકરી પોતાને માટે. જાણે બેનાં હિત ઇક્ષાયદાં ન હોય ! તેમ એક બ્રાહ્મસમાજ કેશવની અને બીજી વિજયની. વાહ !" (હસાહસ)

"તોપણ ઠીક છે. જુઓને, ભગવાને પોતે શ્રી વૃન્દાવનમાં લીલા કરી ત્યાં જટીલા કુટીલાની શી જરૂર હતી? પણ તેઓ ન હોત તો કૃષ્ણલીલા । આવી ખુબીજ ન આવત. પ્રેમમાં અંતરાય આવવાથી પ્રેમનો પ્રવાહ બમણો વેગવાળો થાય છે. (હસાહસ)"

"રામાનુજ વિશિષ્ટાદ્વૈતવાદી હતા. તેમના ગુરુ અદ્વૈતવાદી હતા. તેથી તેમનો મેળ બેસતો નહતો. ગુરુ શિષ્ય પરસ્પર ખંડન કર્યાજ કરતા. એમ ચાલ્યું જાય છે. પણ ગમે તે થાય તોપણ પોતાના તે પોતાનાજ."



## પરિચ્છેદ ૮.

पिता हि लोकस्य चराचरस्य, त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥

गीता, ११, ४३.

સઘળા આનંદ કરે છે. ઠાકુર કેશવને સંબોધીને કહે, "તું પરીક્ષા કરીને તારી સમાજમાં લોકોને દાખલ કરતો નથી તેથી આવી ફાટફૂટ થાય છે. મનુષ્યો જણાય છે એક સરખાં પણ ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં હોય છે. કોઇમાં સત્વગુણ વધારે હોય છે. કોઇમાં રજોગુણ અને કોઇમાં તમોગુણ વધારે હોય છે. ધારી દેખાય છે સરખી પણ કોઇમાં માવો તો કોઇમાં કોપરાનું ખમણ તો કોઇમાં નરી દાળ ભરેલી હોય છે." (હસાહસ).

ગુરુપણું અને બ્રાહ્મ સમાજ.

"મારી સ્થિતિ જૂદાજ પ્રકારની છે. હું તો ખાઉં પીને મોજ કરું છું. બાકી બીજા બધાની વાત મા જાણે. મને માત્ર ત્રણ વાતો ખૂંચે છે. (૧) ગુરુ, (૨) કર્તા અને (૩) બાપ. હું તો સ્વવશ છું જ નહિ. હું માના હાથમાં રમકડા જેવો છું. હું સંસારી થઇ કુટુંબનો પાલક થવા માગતો નથી. હું મારો બધો સમય તેની અને તેનાં જૂદાં જૂદાં સ્વરૂપ જે પ્રાણી માત્ર છે તેમની સેવા કરવામાંજ ગુજારું. ગુરુ એક સચ્ચિદાનંદ. તેજ ઉપદેશનો આપનાર. હું તો નાના બાળક જેવો—મા જ્યાં દોરે ત્યાં જાઉં. મનુષ્ય ગુરુઓ તો લાખો અને કરોડો મળે છે. બધાને ગુરુ થવું ગમે છે. શિષ્ય થવું કોને ગમે ?"

"બીજાને ઉપદેશ આપવાનું કામ ઘણું કઠણ છે. જ્યારે પ્રભુનો સાક્ષાત્કાર થાય અને તે લોકોને ઉપદેશ દેવાનો હુકમ કરે તોજ તે કાર્ય સફળ થાય. નારદ, શુકદેવ વગેરેને તેવો હુકમ થએલો. શંકરાચાર્યને પણ તેમજ. ઇશ્વરની આજ્ઞા વગર ઉપદેશ આપનાર

જશો તો તમારું કહેવું કોઇ સાંભળશે નહિ. જ્યાં સુધી ચુલામાં બળતણ હોય ત્યાં સુધી દૂધ ઉભરાય છે. બળતણ ખેંચી લઇએ એટલે કાંઇ નહિ. કલકત્તાના લોક નવીનતા ઉપર મોહનાર અને અસ્થિર મનના છે. એક ઠેકાણે કુવો ખોદવા માંડે છે, ત્યાં પત્થર નીકળ્યા એટલે બીજે ઠેકાણે ખોદવા લાગે છે. ત્યાં રેતી નીકળી એટલે તે જગ્યા છોડી દઇ ત્રીજે ઠેકાણે ખોદે છે."

"વળી મનમાં ને મનમાં ઇશ્વરનો આદેશ થયો કહેવાય નહિ. કેટલાક લોક મનમાં એક પ્રકારના વિચારને સેવે છે અને માને છે કે અમને તે વિચાર જગતમાં ફેલાવવાનો આદેશ થયો છે પણ એ ભૂલે છે. તેનો ખરેખરો સાક્ષાત્કાર થાય, તેની સાથે પ્રત્યક્ષ વાતચીત થાય ત્યારે ખરો આદેશ થયો કહેવાય. તેવા પુરૂષની વાતમાં કેટલું આધ્યાત્મિક બળ હોય છે? પર્વતો હાલી જાય છે. ભાષણથી શું વળે? થોડા દિવસ લોક સાંભળશે અને પાછા ભૂલી જશે. સાંભળ્યા પ્રમાણે કરશે કોઇ નહિ."

"એક ઠેકાણે એક તળાવ હતું. તળાવને કાંઠે નજીકના લોક સવારમાં રોજ દિશાએ જતા. જેઓ વહેલા નહાવા ધોવા આવતા તેઓ ગાળો દે પણ બીજે દિવસે તેનું તેજ. ગંદકી થતી અટકે નહિ. (હસાહસ) ત્યારે લોકોએ મ્યુનિસિપાલિટીને ફરીઆદ કરી એટલે એક ચપરાસી આવીને ઉભો રહ્યો. તેણે આવી એક કાગળ ચોડયો કે 'અહિંઆ ગંદકી કરવી નહિ.' એટલે પછી કોઇની ગંદકી કરવાની હિંમત ચાલી નહિ."

ઈશ્વરાદેશ વિના ધર્મ પ્રચાર થાય નહિ.

"જે લોક ઉપદેશ આપવા નીકળે છે તેમણે ઇશ્વરની ચપરાસ લઇને નીકળવું જોઇએ; તેમ ન કર્યાથી તેઓની મશ્કરી થાય છે. પોતાની પાસે જ્ઞાન હોય નહિ અને બીજાને જ્ઞાન આપવું—આંધળો આંધળાને રસ્તો બતાવે ! ( ઉપહાસ ) એમાં બેઉનું અહિત થાય છે. જ્યારે તમને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય, તમારી અંતર્દષ્ટિ ઉઘડે ત્યારે આત્માનો રોગ તમે બરાબર ઓળખી શકો અને ત્યારે તમે ઉપદેશ આપવાની યોગ્યતા પામ્યા કહેવાઓ"

"ઇશ્વરાદેશ થયા વિના 'હું લોકને ઉપદેશ આપીશ' એમ કહેવું એ તો અહંકાર કહેવાય. અહંકાર અજ્ઞાનનું પરિણામ છે. અજ્ઞાન હોવાથી 'હું કર્તા છું' એવું ભાન થાય છે,* 'ઇશ્વરજ કર્તા છે, હું કાંઇ કરતો નથી' એવું જ્યારે બરાબર સમજાય ત્યારે જીવન્મુક્ત થયા કહેવાય. 'હું કર્તા છું' એવા જ્ઞાનથી દુઃખ અને અશાંતિ થાય છે."

---

## પરિચ્છેદ. ૯

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचेरत् ।**
**असक्तोह्याचरन् कर्म परमाप्नोति पुरुषः ॥**

**गीता, ३, १९.**

**શ્રી રામકૃષ્ણ**—( કેશવ વગેરેને ) "તમે કહો છો કે 'અમે જગતનું ભલું કરીએ છીએ' પણ જગત તે કાંઇ નાનું સરખું છે!

---

* अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते । गीता.

અને જગતનું ભલું કરનાર તમે કોણ ? ઇશ્વરનાં દર્શન કરો, તેનો સાક્ષાત્કાર કરો. તે શક્તિ આપશે તો સર્વ કાર્ય કરી શકશો. નહિ તો નહિ."

**એક ભક્ત**—"જ્યાંસુધી ઇશ્વર પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી સઘળાં કર્મનો ત્યાગ કરવો ?"

**શ્રી રામકૃષ્ણ**—"ના કર્મત્યાગ શાવાસ્તે કરવો ? ઇશ્વરનું ધ્યાન, તેનુ નામગુણ કીર્તન એવાં એવાં જે નિત્ય કર્મ છે તે કર્યા કરવાં."

**બ્રાહ્મભક્ત**—" સંસાર વ્યવહારનાં કામ ?

**શ્રીરામકૃષ્ણ**—"હાઃ તે પણ કરવાં પણ સંસાર યાત્રાને અર્થે જેટલાંની જરૂર હોય તેટલાંજ. પણ શુદ્ધ મનથી સરળ હૃદયથી તેની પ્રાર્થના કરવી કે એ સર્વ કર્મ મારાથી નિષ્કામ ભાવે થાઓ. વળી કહેવુ કે હે ઇશ્વર ! મારાં વ્યવહારનાં કામ ઓછાં કરો. કારણ કે જેમ કામ વધે છે તેમ હું તમને ભૂલી જાઉંછું. હું નિષ્કામ કર્મ કરૂં છું પણ સકામ થઇ જાય છે. હું દાન કરૂંછું તે ઘણીવાર લોકમાં આબરૂ મેળવવાના લોભથી કરૂં છું. "

**કર્મયોગ અને બ્રાહ્મ સમાજ.**

" શંભુ મલ્લીક દવાખાનાં, નિશાળો, તળાવો ઇ. બંધાવવાની વાત કરતો હતો. મેં કહ્યું કે જે કામ જરૂરનાં હોય તેજ કરવાં. અને તે પણ તારા માર્ગમાં આવી પડે તેજ. તે પણ નિષ્કામ ભાવથી કરવાં. આપણે શોધી શોધીને મરજીમાં આવે તેવાં કામ ન કરવાં. ઇશ્વરને તેથી ભૂલી જવાય છે."

માતાના મંદિર આગળ જઇ દાનજ કર્યા કરીએ અને મંદિરમાં જવાનો વિચાર ન કરીએ તો દર્શન ન થાય માટે પ્રથમ તો ધક્કા મુક્કી ખાઇને દર્શન કરી આવવાં ને પછી જેટલું દાન કરવું હોય તેટલું કરવું. માટે પ્રથમ તો જેમ બને તેમ જલદીથી ઇશ્વરનાં દર્શન કરવાં પછી બીજાં બધાં કામ. ઇશ્વરને મેળવવા માટે શુભ કર્મ સાધન છે.* પછી મેં શંભુને કહ્યું કે જો તને ઇશ્વરનાં દર્શન થાય તો તું શું તેમને એમ કહે કે ઉભા રહો, હમણાં મને વખત નથી. મારે તો હજી થોડાં દવાખાનાં અને અનાથાશ્રમો બધાવવાં છે. (હસાહસ) ભક્ત આ પ્રમાણે કાંઇ કહેશે નહિ. તે કહેશે, "પિતા! મને તો આપના ચરણ કમળ આગળ સ્થાન આપો. આપની સાથેને સાથે રાખો, અને મને શુદ્ધ ભક્તિ આપો."

**જીવનનો હેતુ.**

**કર્મયોગ અને ભક્તિયોગ.**

"કર્મયોગ ઘણો અઘરો છે. શાસ્ત્રમાં જેટલાં કર્મ કરવાનાં કહ્યાં છે તેટલાં કરવાં કળિયુગમાં અઘરાં પડે છે. અન્નને આધારે પ્રાણ ટકે છે. આ જમાનામાં ગુજરાન મેળવવામાં એટલો બધો વખત જાય છે કે કર્મ કરવાનો અવકાશજ રહેતો નથી આજના વખતમાં એવા સખત તાવ આવે છે કે જો દરદીને અસલના વારાના દશમૂળી કવાથ

---

* જેઓને પ્રભુદર્શનની દરકાર નથી અને શુભકર્મ કરવાની ખાતરજ અનંતકાળ પર્યંત જેઓ નિષ્કામ ભાવે કર્મ કર્યા કરે છે, જેમને મુક્તિની પરવા નથી, તેમને માટે આ કથન નથી. નિષ્કામ કર્મ એજ તેમનો આદર્શ છે.

આપવાનો વિચાર કરીએ તો કદાચ તે કરાથ બનાવતા પહેલાંજ તેના રામ રમી જાય. માટે હાલ તો વાપરવું બાટલીવાળાનું કે સ્કવીબનું એગ્યુ મિકસચર. માટે કળિયુગમાં તો ભકિતયોગજ. ભગવાનનાં નામ અને ગુણનું કીર્તન અને પ્રાર્થના. **ભકિતયોગજ યુગધર્મ છે** (બ્રાહ્મભકતોને) તમારો પણ ભકિતમાર્ગ છે. તમે હરિનામ સંકીર્તન કરો. જીવન સફળ થશે. તમારો માર્ગ બહુ મજાનો છે. તમે વેદાંતીઓની માફક જગતને સ્વપ્નવત્ કહેતા નથી. તમે તેમના જેવા બ્રહ્મજ્ઞાની નથી પણ ભકત છો. તમે ઇશ્વરને વ્યકિત માનો છો તેજ સરસ છે. તમે ભકત છો. તેને ઉત્કંઠા પૂર્વક બોલાવશો તો તેને અવશ્ય પામશો.



## પરિચ્છેદ ૧૦.

**ભકત મંદિરે ભકતસંગે.**

આગબોટ કોયલા ઘાટ પર આવી પહોંચી. બધા ઉતરવા લાગ્યા. કૅબીન બહાર આવી જોયું તો પૂર્ણ ચંદ્રનો ઉદય થયો છે. ભાગીરથીના વક્ષસ્થળ ઉપર અને તટ ઉપર ચંદ્રકિરણ પથરાયાં હતાં. ઠાકુર માટે ગાડી આવી છે. થોડીવાર પછી ઠાકુર, મ અને બીજા બે ભકતો તેમાં બેસે છે. કેશવનો ભત્રીજો નંદલાલ પણ ગાડીમાં ઠાકુર સાથે આવે છે.

ગાડીમાં બેઠા પછી ઠાકુરે પૂછ્યું, "તે કયાં છે" ? એટલે કેશવ કયાં છે ? જોતા જોતામાં કેશવ બાબુ પણ આવી ગયા. મ્હોં મલકતું હતું. તેમણે પૂછ્યું, "કોણ કોણ સાથે જાય છે ?" બધા

ગાડીમાં બેઠા પછી કેશવે જમીન પરથી ઠાકુરની ચરણરજ લઈ માથે મૂકી. ઠાકુરે પણ તેમની સાથે પ્રેમપૂર્વક વાત કરી રજા આપી.

ગાડી ચાલવા લાગી. અંગ્રેજોના ત્યાં બંગલા હતા. સુંદર રાજમાર્ગ હતો. અગાસીઓ સુંદર વિમલ ચંદ્ર કિરણમાં સ્નાન કરી રહી હતી. બારણે ગૅસના દીવા બળતા હતા. અંદર પણ તેજોમય દીપમાળા પ્રગટી રહી હતી. ઘેર ઘેર હાર્મોનિયમ, પિયાનોના મધુર ધ્વનિ સાથે અંગ્રેજ રમણીઓનાં ગાયન થતાં હતાં. ઠાકુર ઘણા પ્રસન્ન થયા. તેમણે એકાએક કહ્યું, "મને તરસ લાગી છે." હવે શું કરવું! નંદલાલે ઇન્ડીઆ ક્લબ આગળ ગાડી થોભાવી, ત્યાંથી કાચના પ્યાલામાં પાણી આપ્યું. ઠાકુરે હસતાં હસતાં પૂછ્યું, "બરાબર ધોયો છે કે!" નંદલાલ કહે, "હા." ઠાકુરે તે પ્યાલામાંથી પાણી પીધું.

જાણે નાનું બાળક. ગાડી ચાલવા લાગી એટલે ડોકીઆં કરી કરી લોક, ગાડી ઘોડા, ચાંદની જોવા લાગ્યા. જગતની સર્વ સુંદર ચીજો જોઇ તેમને આનંદ થતો.

નંદલાલ કેલુટોલા આગળ ઉતરી પડયો. ઠાકુરની ગાડી સુરેશ મિત્રના ઘર આગળ આવી. સુરેશ બાબુ ઠાકુરના પરમ ભક્ત હતા. પણ તે ઘેર ન હતા. તે પોતાના નવા બગીચામાં ગયા હતા. ઘરનાં માણસોએ અમારે માટે નીચેનો ઓરડો ઉઘાડી આપ્યો. ગાડીનું ભાડું આપવું જોઇએ. કોણે આપવું? સુરેશ બાબુ હોત તો તે આપત. ઠાકુર એક શિષ્યને કહે, "તમે અંદર જઈ બાબુનાં વહુ પાસેથી ભાડું લઇ આવો. તે આપણને ઓળખે છે અને મારો અને તેના વરનો સંબંધ જાણે છે." (હસાહસ)

નરેન્દ્રનું ઘર પણ પાડોશમાં હતું. ઠાકુરે તેને બોલાવવા મોકલ્યું. થોડીવારમાં ઘરનાં માણસો ઠાકુરને માળપર લઇ ગયાં. શેતરંજી પાથરી હતી અને બે ચાર તકીઆ મૂકયા હતા. ભીંતપર સુરેશની પરમ પ્રિય છબિ હતી. તેમાં ઠાકુર રામકૃષ્ણ જાણે કેશવને સર્વ ધર્મનુ—ખ્રિસ્તી, હિન્દુ, મુસલમાન, બૌદ્ધ–સર્વનું એકપણું સમજાવતા હોય તેવું ચિત્ર કહાડયું હતું. વળી તેમાં વૈષ્ણવ, શાકત શૈવ સર્વ સંપ્રદાયનો પણ એકતા બતાવી હતી.

ઠાકુર આનંદથી વાર્તાલાપ કરવા લાગ્યા. એટલામાં નરેન્દ્ર આવી પહોંચ્યો. તેને જોઇ ઠાકુરને બમણો હર્ષ થયો. તેમણે કહ્યું, "આજ કેશવ બાબુ સાથે આગબોટમાં ફરવા ગયો હતો. વિજય અને બીજા કેટલાક ભકતો પણ હતા." મ તરફ આંગળી કરી ઠાકુર કહે, "એને પૂછી જો મેં કેશવને અને વિજયને શું કહ્યું'તું તે. મા દીકરી નોખાનોખા મંગળવાર કરે, અને જટીલા કુટીલા ન હોત તો કૃષ્ણપ્રેમલીલાને પુષ્ટિ મળત નહિ." મ—ને કહે, "કેમ ખરૂં ને? મ કહે હા. મોડી રાત થઇ ગઇ તોપણ સુરેશ બાબુ ઘેર આવ્યા નહિ. ઠાકુર હવે ત્યાં થોભવા ચ્હાતા નથી. દક્ષિણેશ્વર જવા ઉતાવળ કરવા લાગ્યા. રાતના સાડા દશ વાગ્યા હતા.

રસ્તામાં ચંદ્રનું અજવાળુ હતું. ગાડી આવી પહોંચી. ઠાકુર તેમાં બેઠા. નરેન્દ્ર અને મ તેમને પ્રણામ કરી પોતપોતાને ઘેર ગયા.



# બમણો લાભ.



## સ્વાર્થ અને પરમાર્થ એક સાથે.

**પાગલ હરનાથ ભા. ૧ લો.** એક મહાત્માએ પોતાના શિષ્યોને લખેલા પ્રેમ અને ભકિતથી ભરપૂર પત્રો. ચિત્ત પાવન કરનાર, માયામુગ્ધ જીવને પ્રભુ તરફ વાળનાર અદ્ભૂત પુસ્તક.

કિંમત (ગુજરાતી આવૃત્તિ) ... રૂા. ૦–૮–૦

પાગલ હરનાથ ભા. ૧–૨ (અંગ્રેજીમાં) રૂા. ૧–૮–૦

**શ્રી રાધાકૃષ્ણનાં ચરણકમળ.** આ સુશોભિત ચિત્રપટ ઉપર શાસ્ત્રમાં લખેલાં ચિન્હસહિત શ્રી રાધાકૃષ્ણનાં ચરણયુગલ છાપ્યાં છે. વૈષ્ણવોને એ એક અમૂલ્ય રત્ન છે. કિંમત માત્ર બે આના. આ બેઉની ઉપજ શ્રી જગન્નાથપુરીમાં આવેલા વૈષ્ણવ સાધુસંતના આશ્રમના નિભાવ માટે જાય છે. માટે સ્વાર્થ અને પરમાર્થ એક સાથે. આજેજ મંગાવો.

મળવાનાં ઠેકાણાં

**ગ્રંથમુક્તાવલિ ઑફિસ, શાહપોર, સુરત.**

અથવા **વી. એન. મહેતા, ખખ્ખર બીલ્ડીંગ.**

**સી. પી. ટેન્ક રોડ, મુંબઇ નં. ૪.**

# ગ્રંથમુક્તાવલિનું ઉદ્દેશ્ય.



હિંદુસ્તાનમાં બોલાતી તથા બીજા દેશોની ભાષાના સાહિત્ય ભંડારમાંથી જીવનને ઉન્નત કરે એવાં પુસ્તકોની પસંદગી કરી તેમનાં સાદી સરળ ગુજરાતી ભાષામાં ભાષાંતર કરી અને તેટલી સસ્તી કિંમતે પ્રકટ કરવાં અને તે વડે લોકોની બુદ્ધિ અને આત્માના વિકાસ કરવામાં સહાયભૂત થવું.

## ગ્રંથકારો.

જેમણે બંગાળી, હિંદી, મરાઠી, અંગ્રેજી ઈ. કોઇપણ ભાષામાંથી કોઇ સારા ગ્રંથનું ભાષાંતર કર્યું હોય અથવા કરવા ચાહના હોય તેમણે અમારી સાથે પત્રવ્યવહાર કરવો.

## એજંટો.

ગ્રંથમુક્તાવલિનો ફેલાવો કરવા માટે ગામેગામ એજંટો જોઇએ છીએ. સારૂં કમીશન.

નર્મદાશંકર બાબાશંકર

પ્રકાશક ગ્રંથમુક્તાવલિ,

શાહપોર, સુરત.

---